૨૭૪૫

# વૃંદસતસઈ.

વ્રજભાષામાંથી ભાષાન્તર કરી

પ્રસિદ્ધ કરનાર

## છોટાલાલ સેવકરામ.

કચ્છ દેશાધિપતિ શ્રીમન્ મહારાજાના સેક્રેટરી.

**कवित.**

नीतिहितें धरम धरमतें सकलसिद्धि,
नीतिहितें आदर सभान बीच पाइये;
नीतितें अनीति छूटें नीतिहितें सुख लूटें,
नीति लीये बोले भलो बकता कहाईये;
नीतिहितें राजराजे नीतिहितें पातिसाहि,
नीतिहिको नौव खंडमांहि जस गाईयें;
छोटेनके बडे करे बडे महाबडे करे,
तातें सबहिकों राजनीतिहि सुनाईये ॥ १ ॥

મુંબઈ.
નિર્ણયસાગર મુદ્રાયંત્ર.
સંવત્ ૧૯૪૨. સન ૧૮૮૬.

મૂલ્ય આઠ આના.

# અર્પણપત્ર.

---

સવૈયો.

શ્રીમન સુજ્ઞ સવાઇ બહાદુર, કચ્છમહીપ કૃપાગુણસાગર,
દેશ દિવાન દિવાન બહાદુર, છે મણિભાઇ વડા નર નાગર;
પ્રેમિ પ્રજાધન પ્રાણ સુરક્ષક, સંપુટ એ શુભ વંશ ઉજાગર,
એક યશધ્વજ અન્ય યશધ્વજ-દંડ વિશુદ્ધ મતિ રતનાકર. ૧

દોહરા.

આજ લગી વય લઘુથકી, હજિપણ ઉર ઉલ્લાસ;
અતિશય આદર બુદ્ધિએ, કરવા સદ્ અભ્યાસ. ૧
આપ્યો એ અવસરવિષે, સદા પૂર્ણ સંતોષ;
રાજનીતિ, રીતિ સુગુણનો, ભર્યો બુદ્ધિમાં કોષ. ૨
વિદ્યાભ્યાસની વાતમાં, મુજને કોઈ પ્રકાર;
નિમિષ નિમિત્ત વિશાદનું, નથિ આપ્યું કોવાર. ૩
કૃતજ્ઞતા મમતા તણી, પ્રતિમા પૂરણ આપ;
સહુ મનહર ગુણગણતણું, કયમ કરિ શકું હું માપ. ૪
એવા શુભ ગુણ આદિના, સદાય સમરણકાજ;
કોડે ગ્રંથાર્પણ કરૂં, નિર્મળ મતિ મહારાજ. ૫
મણિભાઈ સન્મિત્ર મમ, સરસ આપનો સ્નેહ;
અનુભવિને સુખ ઊપજે, નિશદિન નિઃસંદેહ. ૬
વધિ વિદ્યાશાળાવિષે, પૂર્ણ પરસ્પર પ્રીત;
વર્ષ એમ બહુ વહિગયાં, ઉત્તમ સ્નેહ સહિત. ૭
દિન પ્રતિદિન અદ્યાપિ પણ, જેમ પ્રભાતદિનેશ;
મમતા સ્નેહ સુદ્દઢપણું, વધતાં જાય વિશેષ. ૮
તુલના કરતાં તમસમા, સુજન મિત્ર સુખકાર;
વિરલાજન આ વિશ્વમાં, સ્નેહ નિભાવણહાર. ૯
ટેકિ મિત્ર નેકી પરમ, ઐક્ય સ્વભાવનું એમ;
એ સંભારણું રાખવા, ઉપજ્યો ઉરમાં પ્રેમ. ૧૦
આ પુસ્તક આરંભમાં, આપનું જોડું નામ;
મધુરી અવિચળ મૈત્રિનું, સંભારણું સુખધામ. ૧૧

છોટાલાલ સેવકરામ.

# પ્રસ્તાવના.

જે પુસ્તકની આ પ્રસ્તાવના છે તે પુસ્તક વૃંદ કવિનું રચેલું મૂળ વ્રજભાષામાં છે. વ્રજભાષા પ્રાચીન ભાષાઓમાં લેખાય કે આધુનિક ભાષાઓમાં, તે વિશે નિશ્ચયાત્મક મત આપી શકાય તેમ નથી. તો પણ તે ભાષાના ચારસો પાંચસો વર્ષ ઉપર રચાએલા પદ્યાત્મક ગ્રંથો અસ્તિત્વમાં તેમ પ્રસિદ્ધિમાં આપણા જોવામાં અદ્યાપિપર્યંત આવેછે. એટલે તે ઉપરથી એટલું તો કહી શકાયછે કે તેની સ્થિતિ સુધરેલી અને તે ભાષાદ્વારાએ વિદ્વજ્જનોના વિચાર અને વાણીના તરંગ સારી છટાથી પ્રકટ કરી શકાય એવી તથા તેમને અલંકાર અને નવ રસનાં જનમન રંજન વિવિધ સ્વરૂપ ધારણ કરાવી શકાય, તેટલું સામર્થ્ય તથા સંપત્તિ તે ભાષામાં છે એમ કહેવું જરા પણ અતિશયોક્તિમાં ગણાય તેમ નથી. કોઇ કોઇ કવિએ એ ભાષાને પુરાતન એટલે છેક શ્રીકૃષ્ણના સમયની ગણી છે. જેમ કે કવિપ્રિયામાં કેશવ કવિ લખેછે કેઃ-

**सबभाषातें अधिक है, व्रजभाषासों हेत;**
**व्रजभूषन याकों सदा, मुखभूषन करि लेत.**

ભાવાર્થ—"સર્વ ભાષા કરતાં વ્રજભાષાસાથે મારે અધિક સ્નેહ છે કારણ કે જે વ્રજભાષાને વ્રજના આભૂષણ જે કૃષ્ણ તે પોતાના મુખારવિંદનું આભૂષણ કરી લેછે (એટલે તે ભાષા પોતે બોલતા)" આટલાજ ઉપરથી તે ભાષા પાંચ હજાર વર્ષ ઉપર બોલાતી એવું અનુમાન થઇ શકે નહિ— ભૂસ્તરવિદ્યાના જ્ઞાનવડે આપણા જાણવામાં છે કે પૃથ્વીની સપાટીમાં તથા તેની તળેનાં પડોમાં, પહાડોમાં, જંગલોમાં, નદીઓમાં, સાગરમાં, કાળની ગતિએ કરી અનેક ફેરફાર જેમ થતા આવેછે તેમ ભાષાઓમાં પણ કાળાંતરે વિવિધ રૂપાંતર થતાં આવેછે એમ ઈતિહાસો ઉપરથી તેમ ભાષાઓસંબંધી ઇતિહાસોઉપરથી આપણા વાંચવામાં આવ્યું છે. હજાર વર્ષોઉપર ગુજરાતી બોલાતી હશે તે આધુનિક સમયની ગુજરાતી ભાષા નથી, પાંચસો વર્ષઉપર

ઇંગ્રેજી બોલાતી હતી તે આધુનિક ઇંગ્રેજી નથી, એમ અનેક ભાષાઓની સ્થિતિઉપરથી જોઇ શકીએ છીએ તેમ એક કરતાં વધારે કારણોથી અનુમાન થાય છે કે વ્રજભાષા ૪૦૦૦ થી ૫૦૦૦ વર્ષ ઉપર બોલાતી હશે તેવીને તેવીજ અહુણાંની વ્રજભાષા છે એમ નથી. "ભૂગોળહસ્તામળક" નામે ગ્રંથમાં એ ભાષાનાં રૂપાંતર થયેલાં તેવિષે વિવેચન કરવામાં આવ્યું છે. વ્રજભાષા પણ સંસ્કૃતઉપરથી અપભ્રંશ થઇને સંસ્કૃતમિશ્રત છે. તો તે બહુ નહિ તો કાંઇક પ્રાચીન સમયમાં પણ ચાલતી હોય પણ એટલું તો નક્કી કે તે જેવા રૂપમાં અહુણાંના ગ્રંથોમાં એટલે ચારસેં પાંચસેં વર્ષઉપરના ગ્રંથોમાં જોવામાં આવેછે તેના કરતાં થોડી ઘણી ભિન્ન રૂપમાં અથવા સ્થિતિમાં હશે. ભારત ભૂમિમાં વિખ્યાત કવિ ચંદબારોટ જેમણે સંવત્ ૧૧૨૪-૨૫ માં પૃથીરાજરાસો રચી પોતાનું તેમ પૃથીરાજ મહારાજાનું નામ અને કીર્તિ અમર કર્યાં છે તેમના પૃથીરાજ રાસામાંની ભાષા વ્રજને મળતી છે. તો પણ તે ચારસેં પાંચસેં વર્ષઉપર લખાયલાં પુસ્તકોની ભાષાથી નોખી પડેછે એ પ્રત્યક્ષ છે. તેમાં માગધીભાષાના શબ્દોનાં રૂપ ભળેલાં જણાયછે. અને તે સમયમાં વપરાતાં મેવાડી, મારવાડી અને ચારણી ભાષાનાં રૂપો પણ તેમાં જોવામાં આવેછે, એમ કેટલાએકનું માનવું છે. પૃથિરાજરાસો આશરે આઠસો વર્ષઉપર લખાયલો ગ્રંથ છે. વ્રજભાષાને કેટલાએક લોકો હિંદીભાષાનું નામ પણ આપેછે. પણ એ બે વચે કાંઇક ફેર જણાયછે. એ વ્રજભાષામાં પણ બે વિભાગ છે. જેમ કે કેટલાએક કવિયોની ભાષા ગ્વાલગરીમાં લેખાયછે. તેમજ બિહારી સતસાઇની ભાષા પણ એ વર્ગમાં ગણાયછે. સુરદાસ કવિએ રચેલા સુરસાગરઆદિ ગ્રંથની ભાષા શુદ્ધ વ્રજભાષામાં લેખાયછે. શૃંગારસંગ્રહ નામે કવિનામાદિ સંગ્રહનો ગ્રંથ જોતાં આ ભાષામાં ૧૦૦૦ કવિઓ થઇ ગયા જણાયછે તેમાંના કેટલાએક કવિયોને હિંદુછત્રપતિ મહારાજાઓથી માંડીને છેક એક ગામના ધણી પાસેથી તેમ શ્રીમંત ગૃહસ્થો પાસેથી યોગ્ય આશ્રય મળતો એમ માનવાને આપણને પુરતાં કારણો છે. તે સમયમાં દેશ વિદેશમાં કીર્તિનો પ્રસાર કરનાર પ્રબળ સાધન કવીશ્વરો હતા. અહુણાં જેમ વર્તમાનપત્ર એ અર્થે સારૂ એક વિશેષ સાધન થઇ પડ્યું છે તેમ તે સમયમાં

ન હોતું. માટે કીર્તિ તથા નામનાની અપેક્ષા રાખનાર, તેમજ વિદ્વજ્જનને અને વિદ્યાને આશ્રય આપવાની અભિરૂચિ રાખનાર મહારાજાઓ, કવીશ્વરોનું ભારે સન્માન રાખતા અને તેમને મ્હોટાં મ્હોટાં ગામ તુષ્ટિદાનમાં (ઇનામમાં) આપતા. પાદશાહોએ પણ કવીશ્વરોની કદર થોડી ઘણી કરેલી છે. અને કવિયો પણ તે સમયમાં ભાષાના ગ્રંથ રચી તેમનું મન રંજન કરી તેમને બોધ આપવા તત્પર થયેલા છે. કવિયોએ પોતાને આશ્રય આપનારની બડાઇ ગાવામાં ઘણી અતિશયોક્તિ કરી છે. અને તેથી કવિતાએ ખુશામતનું રૂપ પકડવાથી કેટલીક હાનિ થઇ છે એમ કેટલાક વિદ્વાનોનું મત છે; પણ તે મત સર્વત્ર સ્વીકારવા સરખું નથી. કોઇ કોઇ કવિયોના સંબંધમાં એવું પરિણામ થયું હોય તેથી કવીશ્વરોના આખા વર્ગને નિંદવાનું કારણ સબળ ગણાય નહિ. ગુણ વૈભવઆદિનું વર્ણન કરવામાં કવિ, અદ્‌ભુત અને પરિપૂર્ણ ચિત્ર પાડવા અતિશયોક્તિ ઇત્યાદિનો ઉપયોગ કરે તે શબ્દશઃ માનવું તેમાં તે કવિ કરતાં તે સમજનારનો દોષ વધારે ગણાયછે. વળી દોષ જોઇએતો જેમનાં વખાણ કરવામાં આવેલાં તેઓ કવિઓની ભાષાનો સાર નહિ સમજતાં પોતાને પોતે જેવા હોય તે કરતાં સો ઘણા, સહસ્ર ઘણા વધારે મ્હોટા માને તેમાં કોનો દોષ? અને તેમ કોઈ પણ સમયમાં આત્મપ્રશંસી અને મિથ્યાભિમાની માણસોવિશે બનવાનો સંભવછે. જેમ કે કવિ શ્યામળભટે રખીઅલને તેના રચેલા ગ્રંથોમાં ભોજની ઉપમા આપી છે તેમાં શ્યામળનો દોષ નથી. તે સમયમાં રાજા તથા પાદશાહોમાં નિરંકુશપણું, સ્વછંદીપણું, ગર્વિષ્ઠપણું ઇત્યાદિ દોષો હોવાથી તેમના દરબારી પ્રતિષ્ઠિત માનકારીઓ પણ તેમનાથી થર થરતા, ત્રાસમાં રહેતા, કયી પળે આપણે તેમની ભયંકર અપ્રીતિના ભોગ થઈ પડીશું, કયું નજીવું કારણ ઉત્પન્ન થઇ આપણી દુર્દશા થઇ પડશે, એવી રીતના ભયમાં રહેતાં કોઇની પણ હિંમત રાજાઓ અને પાદશાહોને સ્વતંત્ર બોધ કરવાની કયાંથી રહે? તેવા સમયમાં પણ અન્યોક્તિ, અર્થાન્તરન્યાસઆદિથી પરોક્ષ દૃષ્ટાંતરૂપે બોધ આપવા અને રાજાઓને સુમાર્ગે ચલાવવામાં અને એ રીતે તેમની પ્રજાના કલ્યાણઅર્થે ઉપયોગી સાધન સારા કવિયો થઇ પડયા છે. જુઓ કવિ બિહારીનો નીચે લખેલો દુહો.

**नहि पराग नहि मधुर मधु, नहि बिकासि इह काल;**
**अलीकलीहीसें बध्यो, आगे कोन हवाल.**

અર્થઃ—જેમાં સુગંધી રજ પણ આવી નથી, મધુર એવો રસ પણ આવ્યો નથી અને જે હજી ખીલી પણ નથી એવી (પુષ્પની) કળીમાંજ હે ભમરા તું બંધાયો તો પછી આગળ તારી શી વલે થશે. (બીજો અર્થ)–આ સ્ત્રી પોતાના ધર્મમાં પણ આવી નથી, ઊંચી પ્રીતિને પણ જાણતી નથી અને જુવાનીમાં પણ આવી નથી, માટે હે રાજા! તું ઉગતી નાયકામાં બંધાઇ ગયો તો પછી જુવાન થશે ત્યારે તારી શી દશા. (ત્રિજો અર્થ)–પ્રયાગરાજમાં પણ તું ગયો નહિ, તેમ મથુરા કે કાશીમાં પણ ન ગયો, તો હે નાયક એટલે જીવ! તું કળી જે દેહ વા કળિયુગ, તેમાં બંધાઇ ગયો છું તો આગળ શું પરિણામ થશે.

એમ કહેવાયછે કે જયપુરના મહારાજા જનાનામાં બાળાના સમાગમમાં રાત્રિદિવસ પોતાનો કાળ નિર્ગમન કરતા હતા. ત્યારે તેમને ઉપર લખેલા દુહાદ્વારાએ પોતાના કર્તવ્યનો બોધ આપવાથી મહારાજાને ઉપદેશ થયો હતો. વ્રજભાષામાં બહુ કવિ થઈ ગયા છે તેમાં તુલસી, કેશવ, ઘનાનંદ, પજનેશ, પદ્માકર, કુળપતિ, ગંગ, ઠાકુર, ભૂખન, નીલકંઠ, ભરમી, ગીરધારી, મતિરામ, મંડન, તારા નામની સ્ત્રી, સુંદર, શ્રીપતિ, સેનાપતિ એટલા પ્રસિદ્ધ છે.

**सूर सूर तुलसी शशी, उडुगन केशवदास;**
**अवर कवि खद्योत ज्यों, चलकत करत प्रकाश.**
**चंद छंद, पद सूरके, केशव कवितविलास;**
**चोपई तुलसीदासकी, दुहा बिहारीदास.**

ઈત્યાદિ ઉપર દર્શાવેલા કવિઓના પુસ્તકમાંથી નવ રસયુક્ત વર્ણનનાં કેટલાંક કાવ્ય આપણા જોવામાં આવેછે, ત્યારે આપણને તે કવિઓનાં સામર્થ્યવિષે ઉંચું મત બાંધ્યા વિના ચાલતું નથી. પરંતુ તે સાથે, કોઈ કોઇ સ્થળે તેમનાં કવિત્વ તેમજ તેમાં કરેલી કલ્પનાશક્તિવિષે જે અદ્ભુત તથા વિચિત્ર સમયમાં આપણે રહીએછીએ તે સમય કે જેમાં પૂર્વ ભણીની તેજસ્વી અને મહા પ્રતાપી જ્ઞાનરૂપી સંમૃદ્ધિ સાથે, પશ્ચિમ દિશામાં પ્ર-

ગટ થયેલી પ્રબળ તથા નિર્બળ કિરણોયુક્ત વિદ્યારૂપી લક્ષ્મીનો સમાગમ થવાથી, વર્તમાન કાળને જે અપૂર્વ લાભ પ્રાપ્ત થયાછે, તેવા સમયમાં—જે ભાષાના ગ્રંથોવિષે અત્રે બોલવામાં આવેછે તેમાં સમાવેલા વિચારો સાથે, આપણું સમભાવપણું પૂરેપૂરૂં થઇ શકતું નથી. તેથી કરી જ્યાં વીરરસનું વર્ણન તેમણે કર્યું છે, ત્યાં આપણને કોઈ કોઇ સ્થળે રસભંગ થઈ ગ્લાનિ ઉપજે એમ થાયછે. એવીજ રીતે બીજા રસોનાં વર્ણનમાં પણ યથેચ્છ સમભાવપણું આપણું થઈ શકે નહિ એવા વિચારો પણ તેમાં વર્ણવેલા કદિ કદિ જોવામાં આવેછે. આ ઉપરથી તેમનામાં દોષનું આરોપણ કરવું એમ હેતુ નથી. તે દોષ તે કવિઓનો નથી પણ સમયનો, અથવા બીજા શબ્દોમાં બોલીએ તો જે જનમંડળના સમૂહમાં તેઓ વસતા, જેમની સાથે તેઓ હળતા મળતા, જે મ્હોટા સમૂહના તેઓ અંશ હતા તેમની રૂચિઓનો દોષ કહીએ તો ચાલે. કારણ કે, હરેક જમાનામાં બુદ્ધિશાળી અને વિદ્વજ્જન, કવિઓઆદિ ગ્રંથકારો, મહન્ત પુરૂષો જનસમૂહઉપર પોતાના વિચારોની છાપ, સમૂહથી જાણે નીરાળા હોય એવી રીતના વિચાર તથા કલ્પનાઓ કરી, સર્વદા બેસાડવામાં શક્તિમાન થાયછે. અને તેમાંજ એમની બુદ્ધિનું માહાત્મ્ય તથા વિલક્ષણતાનું મહત્ ભૂષણ રહેલુંછે, એ ખરૂં તથાપિ જમાનાના સંસર્ગનો પાસ કવિઆદિને ન્યૂનાધિક બેઠા વિના રહેતો નથી. ટુંકામાં કહીએ તો કાવ્ય, અલંકાર તથા નવરસ આદિ ગ્રંથો, તેઓની મહાન્ તથા વિશાળ બુદ્ધિ તથા કલ્પનાથી રચાયલાં છે, તે વિષે આપણને માનબુદ્ધિ ઉત્પન્ન થયા વગર રહેતી નથી; અને વળી તેઓએ જે રસભરિત વર્ણન ચિતર્યાં છે તે ઘણાં ખરાં આપણને સાનંદાશ્ચર્યમાં નિમગ્ન કરવા સમર્થ છે, તો પણ કોઈ કોઇ સ્થળે તેઓએ જેમાં ખુબિ માની છે તે આપણને ખાંપણ લાગેછે. જ્યાં એકાદા રસની પરિપૂર્ણ મૂર્તિ કલ્પી તેઓ વર્ણવેછે તેમાં કોઇ કોઈ અવયવ આપણને ગ્લાનિ ઉપજાવી આપણી રસજ્ઞ વૃત્તિઓને જરા ક્ષોભમાં નાંખેછે-બીજી રીતે બોલીએ તો જ્યારે રસજ્ઞ માણસની ઉંચી અને જન. સ્વભાવમાં રહેલી સર્વોત્કૃષ્ટ રૂચિઓનું ચિત્તવેધક અને મનહર ચિત્ર આપણી દૃષ્ટિ આગળ ખડું કરવાને બદલે, હલકા શૃંગાર સામાન્ય અને મનસાથે નહિ પણ તન સાથે એટલે

સ્થૂળ શરીરની સાથે સંબંધ રાખનારી વિષયાસક્તપણાની ચેષ્ટાઓ અને કૃતિઓ,-જેમાં વિનય નહિ પણ અવિનય રહેલો; જેમાં કોમળપણું નહિ પણ કઠોરપણું રહેલું; જેમાં લાલિત્ય નહિ પણ લાલિત્યનો લોપ રહેલો; તેવીજ રીતે વીરરસના વર્ણનનાં ઉંચા પ્રકારનું શૂરત્વ નહિ, પણ તેમાં ખરા અને શુદ્ધ શૌર્યને દોષિત ઠરાવે, એવું વર્ણન આવે, જે જંગલી અને ક્રૂર પ્રકારનું શૌર્ય કહેવાય તેવું કોઇ કોઇ વર્ણનમાં ક્વચિત્ ક્વચિત્ વર્ણન વાંચી અથવા સાંભળીને આપણને તે સાથે એકત્રપણું એટલે સમભાવપણું થતું નથી. એવું ચિત્ર જોવામાં આવે ત્યાં તે કવિની રસશક્તિને લાંછન લાગેછે. તો પણ જમાનાના સંસર્ગનું કારણ આપણે ધ્યાનમાં લેઇએ છીએ ત્યારે તેવાં દૂષણ ઉપર આપણને રીસ નથી ચઢતી પણ તેમના વિશે દયા ઉપજેછે. ભારત ભૂમિમાં શેકસપિઅરની પંક્તિમાં જેમની ગણના થાયછે તેવા મહા સમર્થ કવિ જેવા કવિ કાળિદાસ, તેમજ શેકસપિઅર સરખા મહાન નાટકકાર ઇંગ્લિશ કવિશિરોમણિ તેમનામાં પણ શૃંગારરસના વર્ણનમાં કોઇ કોઈ સ્થળે કવિના તરંગનો ફાંટો એવો આડોતેડો નિકળી આવેછે કે તે ફાંટાને પણ શૃંગાર રસના નિર્મળ અને ઉત્તમ ધોરણ હેઠળ દાખલ કરાય નહિ—આ ઉપરથી એટલું તો દેખાયછે કે તેઓ પણ સામાન્ય જનસમૂહની રૂચિઓના સંસર્ગના દોષમાંથી તદન મુક્ત નહોતા. આ ઉપરથી કોઇના સમજવામાં એમ આવવું ન જોઇએ કે તે ગ્રંથો પ્રતિ મારી દોષબુદ્ધિ છે. મારો તો તે કવિયો પ્રતિ બહુ માનભાવછે. મારૂં કહેવું માત્ર એમ છે કે તેઓના ગ્રંથો માણેક, હીરા, પાનાં આદિ ઉત્તમ પ્રકારના રત્નની ખાણો છે પણ તેમાં કોઇ કોઇ સ્થળે એ ખાણોમાંથી નીકળતાં રત્ન એબવાળાં પણ જોવામાં આવેછે. જેઓને સંસ્કૃતનું જ્ઞાન નથી તેવા ઉછરતા કવિયોને ભાષાના ગ્રંથોમાંથી, કવિતા તે શું? તેમાં ચમત્કાર તથા ધ્વનિ તે શું? ઈત્યાદિ તેના ગુણ દોષવિશે ઘણું શીખવાનું મળી આવેછે. રા. કવિ સવિતાનારાયણ ગણપતિનારાયણે ભાષાનો એક ઉત્તમ ગ્રંથ કાવ્યશાસ્ત્રસાથે સંબંધ ધરાવનારો ગુજરાતી ભાષામાં એક ઉત્કૃષ્ટ પંક્તિમાં મુકવા યોગ્ય અલંકારચંદ્રિકા નામે રચ્યો છે. કવિઓને બહુધા ઉપયોગી થઇ પડે એવા એવા બીજા વિષયો ભાષામાં રચાએલા છે, તે ગુજરાતી

ભાષામાં પ્રકટ થવાથી સર્વેને લાભકારી થઈ પડશે. અહુણાં આપણને ગુજરાતી ભાષાની ગ્રંથસમૃદ્ધિની વૃદ્ધિ થવાના સંબંધમાં સુચિન્હ જોઇ આનંદ થાયછે. તે એ છે કે વિદ્યાસંબંધી અભિરૂચિ દિન પ્રતિ દિન વૃદ્ધિ પામેછે, અને યથાશક્તિ ગ્રંથ રચવાની અપેક્ષા વિસ્તાર પામતી જાયછે. કેટલુંક પ્રથમ પંક્તિમાં મૂકવા જોગ; કેટલુંક મધ્યમમાં અને કેટલુંક ત્રીજીમાં મૂકવા યોગ્ય લખાયછે પરંતુ તેથી કોઇએ નિરાશ થવાનું અથવા ખેદ પામવાનું કારણ નથી. પ્રથમતો ગ્રંથોના સમુદાયમાં તેમ ગ્રંથ રચનારના સમુદાયમાં પણ વૃદ્ધિ થવાની અગત્ય છે. તેમ થયેથી ત્રણ પંક્તિઓ એની મેળે બંધાઇ રહેશે. વાંચવાની તે સાથે પરીક્ષા કરવાની શક્તિપણ મહાવરાથી વાંચનારમંડળમાં વધશે, અને તેથી લખનારને તેમજ વાંચનારને લાભ થશે. સારા લખનારનો ભાવ ચઢશે; અને સામાન્ય લખનાર પણ પોતાનું લખાણ વધારે ઉંચી પંક્તિનું અને વધારે માલવાળું કરવા યથાશક્તિ પ્રયાસ કરશે. જેમનામાં ઝાઝી પહોંચ નહિ છતાં સહેજ સહેજ વિષયઉપર પુસ્તક લખી ગ્રંથકાર અથવા કવિમાં ખપવાની મિથ્યા અભિલાષા રાખતા હશે તેઓના ભાવ ઘટતાં સંખ્યામાં પણ ઘટારો થશે. ઉંચો માલ અને ઉતરતો માલ એક સરખે મૂલે ખપતો નથી. તાત્પર્ય કે અહુણાં અહુણાંમાં ગુજરાતી ભાષામાં પુસ્તકો લખવાનો તથા કવિતઃ રચવાનો પ્રચાર ચાલ્યોછે તેવિષે કેટલાએક વિદ્વાનો કંટાળો જણાવેછે પણ મારો નમ્ર મત એમ થાયછે કે ગુજરાતી ભાષાની ઉન્નતિની ઈચ્છા રાખનાર સર્વે કોઇને અસંતોષ માનવાનું બહુ કારણ નથી. પણ તેથી ઉલટું આપણે માંહોમાંહિ અભિનંદન કરવા જેવી એ બિના છે.

ગોવર્ધનસપ્તશતી, તુળસીસતસઇ, બિહારીસતસઈ, પ્રેમસતસઈ, દયાસતસઇ એવાં છ સાત સતસઇનાં પુસ્તક રચાયલાં કહેવાયછે, તેમાંની એક સતસઇ વૃંદકૃત છે તેને વૃંદસતસઇ કહેછે. ગુજરાતી ભાષામાં કોઇ કોઇ લખનાર પ્રસંગોપાત વૃંદકવિની રચેલી સતસઇમાંથી પ્રમાણ દાખલ દુહા ટાંકેછે તે બહુના જાણવામાં હશે. એ પુસ્તક ગુજરાતી ભાષા સારી રીતે જાણનાર તથા ગુજરાતી ભાષાની કવિતાનું જ્ઞાન ધરાવનારથી છેક અજાણ્યું નહિ હોય. તેના પ્રસ્તાવિક દુહા ઘણાં વર્ષઉપર મેં વાંચ્યા હતા, પણ માત્ર ઉપર ઉપરથી જેટલા સમજાયા તેટલાજ વાંચી મેં સંતોષ માન્યો

હતો. અહુણું અવકાશે વ્રજભાષાનાં કેટલાંક પ્રસિદ્ધ અને પંકાતાં પુસ્તકનું અવલોકન કરવા વિચાર થતાં આ લઘુ પુસ્તક પણ યથાર્થ વાંચીજવા ધાર્યું. તેમાંના દુહા ઘણાખરા બોધક તથા રસિક લાગવાથી મારો એમ વિચાર થયો કે તેનું અવકાશે ગુજરાતીમાં ભાષાંતર કરૂં અને તેનું પરિણામ આ લઘુ પુસ્તક છે.

પ્રત્યેક દુહામાં ઘણું કરી દૃષ્ટાંત અને સિદ્ધાંત જોવામાં આવશે. ઘણાં પુસ્તકો અશુદ્ધ લખાયછે અને છપાયછે તેમ આ વૃન્દસતસઇવિષે પણ છે. તેથી કેટલાક મૂળ દુહા અર્થ સમજાય નહિ એમ તે વિકૃત થયા હતા. તે બીજી પ્રતિમાંથી મેળવી ભૂલ સુધારી લીધીછે અને બનતા સુધી ભાષાંતરમાં અર્થની સ્પષ્ટતા લાવવાઉપર ધ્યાન આપવામાં આવ્યું છે. મૂળમાં અસ્પષ્ટતા લાગે ત્યાં પણ ભાષાંતરમાં સ્પષ્ટાર્થ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે, તે છતાં દોષ રહી ગયો હોય તે વિષે, સુજ્ઞ વાંચનાર, લખનારના શ્રમઉપર ધ્યાન આપશે તો, પછી દોષ સંબંધમાં ક્ષમા ઉત્પન્ન થશે. દૃષ્ટાંત તથા સિદ્ધાંતમાં કેટલાક વિચારો એવા પણ જોવામાં આવશે કે જે વિષે આ ઓગણિસમા સૈકાના સુધરેલા જમાનાનું સમભાવપણું થવું કઠિણ, પરંતુ જે સમયમાં તે પુસ્તક લખાયું તેનો ખ્યાલ લાવતાં તેમાં આપણને ઘણું નિંદવા જેવું જોવામાં નહિ આવે. વિશેષમાં કવિના વિચારોને ન્યાય અથવા તર્કશાસ્ત્રના નિયમો લાગુ પાડવા એ સર્વત્ર બનતું નથી. તેમના વિચારોમાં કલ્પના શક્તિનું પ્રાધાન્ય હોયછે. તેઓ પણ ચરણ રચેછે ત્યારે ન્યાય શાસ્ત્રોની સત્યતા વિષે અથવા તેમાંનાં કારણોની શ્રેણીના એક બીજા સાથે મળતાપણા અથવા બંધબેસતાપણાં વિષે વિચાર કરવા રહેતા નથી. તેમ કરવું અથવા તેવો વિચાર કરવા બેસવો એ કવિના સ્વભાવમાં હતું નથી. એમ કરવા બેસે તેનામાં કવિત્વશક્તિના અદ્ભુતપણાનો અથવા પ્રભાવનો અંશ પ્રમાણમાં થોડો હોવો જોઇએ એમ મારૂં માનવું છે. એક સારો મહાન્ કવિ. નિવડવાને, અથાગ વિદ્વત્તા અને બુદ્ધિઆદિ ગુણોની અવશ્યતા છે એ વાત ખરી પરંતુ તે સાથે એ વાત પણ નિર્વિવાદ છે કે વિદ્વત્તાનો અખૂટ ભંડાર કોઈ પ્રાપ્ત કરે, સંખ્યાબંધ ગદ્યાત્મક તથા પદ્યાત્મક ગ્રંથો અવલોકન કરે, દેશાટણ કરે અને એક મહાન્ અસાધારણ જ્ઞાની અને ફીલસુફના જેવી તેની ગણના થાય તો પણ તેનામાં એક મહાન્ કવિવરની

શક્તિ આવી શકતી નથી. બીજી બાજુ ઉપર તેના કરતાં ઘણીજ થોડી વિદ્વત્તા અને માહિતી ધરાવનાર એક કવિવર્યમાં તેની કાવ્ય શક્તિથી*અને વાણીની છટાથી એક મહાન્ અને પ્રતિષ્ઠિત પદવી મેળવવાને તે સમર્થ થાયછે એવિશે મતભેદ થવાનો થોડોજ સમાસ છે.

આ વૃન્દકવિનું રચેલું બીજું પુસ્તક ભાવપંચાસિકા નામેછે. એ કવિ માત્ર આ ઉભય પુસ્તક રચીને બેસી રહેલા છે કે બીજાં પુસ્તકો તેમની કલમથી લખાયલાં છે તે વિષે નિર્ણય થઇ શકતો નથી. પ્રસિદ્ધિમાં તેમનાં રચેલાં પુસ્તક આ બેજ છે પરંતુ તે કવિ ઢાકામાં થઇ ગયા એટલે એ ભાગમાં તેમનાં રચેલાં બીજાં પુસ્તકો કદાપિ હોય તો તે જાણવામાં નથી. આ પુસ્તક કવિ રણછોડલાલ ગલુરામની દેખરેખ નીચે છપાવામાં આવ્યુંછે.

છોટાલાલ સેવકરામ.

# વૃંદશતસાઈ.



## ભાષાન્તર

### દોહરા.

શ્રીગુરૂનાથ પ્રભાવથી, સિદ્ધ મનોરથ થાય;
ધનથી તરૂ ફુલ વેલિ ફળ, પ્રફુલ્લ થઇ પખરાય. ૧

રચ્યા દુહા પ્રસ્તાવના, વૃંદે સુગમ વિશેષ;
અર્થ ઉક્તિ દૃષ્ટાંતથી, દીપાવ્યા તે બેશ. ૨

ભાવ સરલ સમજ્યા થકી, હૈયે સરસ સુહાય;
જયમ અવસરની ઊચરી, વાર્ણી સુણી વખણાય. ૩

સારી પણ નહિ શોભશે, વિના સમયની વાત;
વીર રસના વર્ણનવિષે, નહિ શૃંગાર સુહાત. ૪

ફીકી મીઠી લાગશે, કહિએ અવસર જોઇ;
વિવાહમાં જયમ ગાળ છે, મનરંજન સહુ કોઈ. ૫

ગણે ન અવગુણ રાગીજન, જગતતણી એ ચાલ;
સૌ ગોવાળા શ્યામને, બોલાવે કર્હી લાલ. ૬

જે જેને પ્યારૂં લહે, તેનાં કરે વખાણ;
માને વિષ ખાનાર જયમ, વિષને સુધા સમાન. ૭

જાણે ગુણ જે જેતણા, તેશું આદર હોય;
કોયલ લેશે કેરીને, કાગ લિંબોળી મ્હોય. ૮

વણ ઉદ્યમ હરિ એકનો, નિશ્ચય કરે નિભાવ;
નીકળી આવે ભક્ષ જયમ, ફાવે અજગર દાવ. ૯

હાલ ચાલની શક્તિ જ્યાં, ઉચિત ખરો ઉદ્યોગ;
અજગર પેઠે સિંહમુખ, પડે ન મૃગ થઈ ભોગ. ૧૦
ઉદ્યમથી કહો શું વળે, પ્રભુ જો છે પ્રતિકૂળ;
જ્યમ ખેતરના પાકને, તીડ કરે નિર્મૂળ. ૧૧
જેથી કાંઈપણ પામિએ, કરીએ તેની આશ;
શુષ્ક સરોવરતટ ગયે, કયમ છીપે જળ-પ્યાસ. ૧૨
જે જેનો થઇને રહે, તે પૂરે છે આશ;
સ્વાતિબુંદવણ સઘનમાં, જાય ન ચાતક પ્યાસ. ૧૩
ગુણહીણ પણ સત્કારીએ, જો જીવન સુખસ્થાન;
પ્રજળે આગથી નગર પણ, આગ ન આણે કોણ? ૧૪
રસ અનરસ સમજે નહીં, વદે પ્રેમની ગાથ;
મંત્ર ન જાણે વિંછિનો, (નાખે) સર્પ-છાબમાં હાથ. ૧૫
નિર્બળ જન કયમ નીભશે, જબરાથી કરી ઝેર;
જ્યમ વસવું સાગરવિષે, કરી મગરથી વેર. ૧૬
વગર વિચારે નવ કરો, વિચારથી વ્યવહાર;
શિર પર આવી જે રહ્યો, ના જાણે પગભાર. ૧૭
દીધું અવસરનું ભલું, જેથી સુધરે કામ;
ધન વરસે વાવણું સુકયે, વરસ્યો તે શું કામ? ૧૮
પ્હોચ વિચારી આપણી, કરવી તેવી દોડ;
પગ પસારીએ તેટલા, જેવી લાંબી સોડ. ૧૯
સુજન ઠગાયો ઠગ થકી, કરે ન ચુકી વિશ્વાસ;
જ્યમ દાઝેલો દૂધથી, પીશે ફુંકી છાશ. ૨૦
પ્રાણ તૃષાતુર ના રહે, જરા મળે જળદાન;
પામે સહસ્ર ઘડા પછી, પાછા મળે ન પ્રાણ. ૨૧
વિદ્યા ધન ઉદ્યમ વિના, કહોજી પામે કોણ;
પવન મળે પંખા તણો, વિના હલાવે પાણ? ૨૨

દાખવિયે દીપતિ કરી, માં દો પરને ખોટ;
વહે વાયુ જેણી ગમે, તે મગ કરીએ રોધ. ૨૩
ઓછા નરની પ્રીતિની, દર્શાવી એ રીત;
જળ તળાવ છાછરતણું, ઘટિ ઘટિ જાય ખચીત. ૨૪
અનુચિત જે કો આચરે, તેનો છે ઉપહાસ;
જોગી થઈ જ્યમ જોગમાં, કરે ભોગની આશ. ૨૫
વસમાં લાગે શિખવચન, ઉરે વિચારો આપ;
પીંધાવિના કટુ ઓસડો, ટળે ન તનનો તાપ. ૨૬
વડા વડાનું દુખ હરે, ન્હાનાથી ન હરાય;
મેઘ હરે, સરિતા નહીં, ગિરિવર ગ્રીષમતાય. ૨૭
ગુરૂતા લઘુતા પુરૂષની, આશ્રય વશ તે હોય;
[1]વિંધ્યસમો કરિ જુથમાં, દર્પણમાં લઘુ સોય. ૨૮
વડાતણા સહવાસથી, મળે વડો સુખ મેળ;
વાધે સૌ જાણે વડી, વૃક્ષ યોગથી વેલ. ૨૯
ઉપકારી જન જગ વિષે, કરે ઉપકાર પ્રકાશ;
કટુ મધુ તરૂને મલયમાં, દેછે મલય સુવાસ. ૩૦
વડા વડાથી જો થશે, કઠિણ મલિન સુખરંગ;
મર્દન બંધન ક્ષત સહે, કુચ એ અવગુણ સંગ. ૩૧
જાઓ ગમે ત્યાં નહિ મટે, બ્રહ્માએ લખ્યું ભાલ;
અંકુશ ભય કરિ કુંભ કુચ, થયા, મળ્યું નખ સાલ. ૩૨
વિધિ રૂઠે કોપે કદી, શકે કોણ કરી સ્હાય;
દવભયથી જળમાં કમળ, ત્યાં તે હિમર્થો હણાય. ૩૩
વરજ્યો પ્રેમ ન પરસતાં, વરજે હવે વૃથાય;
રોમ રોમ વિષ વ્યાપિયું, બને ન કાંઈ ઉપાય. ૩૪
ફરી ન થાયે છળ થકી, જે કરશો વ્યાપાર;
જ્યમ હાંડી ઘર્ડો કાઠની, ચઢે ન બીજી વાર. ૩૫

૧ વિંધ્યાચલ પર્વત.

સુખ કર્યે દુખ ઉપજે, કહો એમાં શું લ્હાણ;
તે સોનાને બાળીએ, જેથી ત્રૂટે કાન. ૩૬
હેત અહેત હૃદયતણું, નયનવિષે વર્ત્તાય;
જ્યમ દર્પણમાં દેખતાં, રૂપ કરૂપ જણાય. ૩૭
અતિ પરિચયથી ઉપજે, અરૂચિ અનાદર ભાવ;
મલયાગરનાં ભીલડાં, દે ચંદનમાં દાહ. ૩૮
તે તેનો અવગુણ કહે, જે જેને નહિ ર્‍હાય;
ઝેરી તમ દોષિત શશી, વિરહણી વદે સદાય. ૩૯
દુખ દેછે સુખદાઇ પણ, એ સહુ દિનનો મેળ;
શશિ શીતળ સંજોગમાં, તમ વિરહની વેળ. ૪૦
વિધિ પલટયાથી સુજન પણ, દુર્જન જેવો થાય;
દીપક રાખે પવનથી, અંચળ એ અરિ થાય. ૪૧
જેને જેવો ભાવ છે, તેને તેમ મનાય;
શશી સુધાકર કોઇ કહે, કલંકી વળી કહેવાય. ૪૨
આપ ભુંડા જગ છે ભુંડું, આપ ભલા જગ તેમ;
તજે છાંય બેડાંતણી, આંબાની ગ્રહે જેમ. ૪૩
શત શ્હાણાનો એક મત, એ કહેવત છે સાચ;
કહે હીરો કો કાચને, કહે ન હીરો કાચ. ૪૪
ભલા ભુંડા સહુ એક છે, જ્યાં લગી વદે ન બોલ;
થાશે કોયલ કાગનો, ઋતુ વસંતમાં તોલ. ૪૫
ભાવ ભાવની સિદ્ધિ છે, ભાવ ભાવમાં ફેર;
જો માનો તો દેવતા, નહિ તો પથ્થર પેર. ૪૬
મિથ્યા શ્રોતા મૂઢ કને, કવિતા વચન વિલાસ;
હાવ ભાવ ભામિનિ તણા, પતિ લોચનહીનપાસ. ૪૭
ભલા ભુંડાનો ભેદ નહિ, વસિયે નહિ તે ઠામ;
ગોળ ખોળ સરખાં ગણે, જ્યાં અન્યાયી ગામ. ૪૮

નામ રૂપ મળવા થકી, સમ ગુણ ગણો ન ભ્રાત;
ગાત્ર પુષ્ટ ગોદૂધથી, થોરદૂધથી ઘાત. ૪૯
ગુણ ને કુળ જાણ્યાવિના, કરો ન આદરમાન;
ભેખ ભગતનો ધારીને, જગને ઠગે નિદાન. ૫૦
વાત ન કરીએ હિતતણી, જે નર હોય અબોધ;
દર્પણ જો દેખાડીએ, કરશે નકટો ક્રોધ. ૫૧
ધન વ્હાલું બહુ તોય પણ, લો ન કરી અન્યાય;
પામી સોનાની છરી, ઉદરવિષે ન હણાય. ૫૨
પોથી દીધી વાંચવા, મૂરખને ગુણગાથ;
આપી સુંદર આરશી, અંધા જનને હાથ. ૫૩
મધુર વચનથી મટી જશે, ઊત્તમજન અભિમાન;
હઠે દૂધનો ઊભરો, જળ થોડેજ નિદાન. ૫૪
જે જેની રક્ષા કરે, તેજ કરે જો ઘાય;
ઉપાય શો ચાલે અરે, રક્ષક કેરી ખાય. ૫૫
ઉપજે નહિ કશું સબળથી, કરે અબળથી દોર;
પ્હાડ ન ઉખડે પવનથી, હણે ઝાડ કરી જોર. ૫૬
સહૂ સહાયક સબળને, નહિ નિર્બળને સ્હાય;
વાયુ આગ વધારશે, દીપક નિર્મૂળ થાય. ૫૭
સમજી કરીએ સર્વ કંઇ, થાય કાજ અભિરામ;
ભોજનમાં સિંધવ[1] ભલો, અશ્વતણું શું કામ? ૫૮
રાચી જે જેથી રહ્યો, તેશું તેને કામ;
કરે શું અર્ક[2]તણો કીડો, કરી આંબે વિશ્રામ. ૫૯
મન ઈચ્છે તે જો મળે, હૈયે હર્ષ પમાય;
તરશ્યો ઈચ્છે નીરને, આગ લઈ ન હરખાય. ૬૦

---

૧ સિંધવ એટલે મીઠું તથા પક્ષે ઘોડો. ૨ અર્ક—આકડો.

જીવ ચહે પિયુ તમ કરો, જળ ચંદન ઉપચાર;
રોગ અવર, ઔષધ અવર, ક્યમ કરી થાય કરાર. ૬૧
વિરહતાપ પિયુવાતથી, ઉઠે ચોગણો અંગ;
જેમ વધે જળ સિંચતાં, સ્નેહનો[1] આગ સલંગ. ૬૨
રોષ મટે ક્યમ કરી કહ્યે, રીશ ઉપજાવણ વાત;
ઇંધણ નાંખે આગમાં, અગ્નિ થાય ક્યમ શાન્ત. ૬૩
હઠ વધશે અતિ હઠ થકી, વાત ન તે સોહાય;
જ્યમ જ્યમ ભીંજે કાંબળી, ત્યમ ત્યમ ભારી થાય. ૬૪
લાલચ પણ એવી ભલી, જેથી ફળશે આશ;
ઝાકળજળ ચાટયા થકી, મટશે કોની પ્યાસ. ૬૫
વિષમ લાગશે વિષથી પણ, રસમાં રીશનો ભાખ;
જ્યમ પીતજ્વરના રોગીને, કડવી લાગે દ્રાખ. ૬૬
સારૂં જેને જે ગમ્યું, ગુણનો નહીં વિચાર;
તજી ગજમુક્તા ભીલડી, ધારે ગુંજાહાર. ૬૭
પરહરિ હરિરસ, વિષયરસ, સેવે જન અજ્ઞાન;
તજી સુધા જ્યમ કોઇ કરે, વિષના રસનું પાન. ૬૮
કુળ મારગ કોઇ ના તજે, થાય નફો નુકસાન;
ગજ માવત એક મારશી, બીજો ચઢે નિદાન. ૬૯
જેથી આજીવિકા નિભે, કરવો તે ઉદ્યોગ;
વેશ્યા પાળે શીળ તો, ઉદરતણો શો જોગ? ૭૦
દુષ્ટ ન છોડે દુષ્ટતા, સુખથી અતિ પોખાય;
સો ફેરા ધોવાય પણ, કાજળ શ્વેત ન થાય. ૭૧
ક્યાં ગુણ અવગુણ નીવડે, ક્યાં અવગુણ ગુણ થાય;
કુચ કઠોર સારા કહે, ઢીલા નરસ ગણાય. ૭૨

---

૧ સ્નેહ=તેલ–પક્ષે પ્રીતિ.

અશુભ કરે તે થાય શુભ, સજ્જન વચન અનૂપ;
શ્રવણતાત દશરથ દીધો, શાપ થયો વરરૂપ.[1] ૭૩
એક થકી સૌનું ભલું, જો જો શબ્દ વિવેક;
હરિશ્ચંદ્રના સતર્થી જયમ, ઊધર્યા જીવ અનેક. ૭૪
એક ભુંડે સહનું ભુંડું, થાય સબળનો કોપ;
થયો અર્જુનના[2] અવગુણે, સહુ ક્ષત્રીનો લોપ. ૭૫
વડા પાસ ભલું માગવું, જદપિ થાય અપમાન;
દાંત પડે ગિરિ પાડતાં, ગજના તોય વખાણ. ૭૬
અવગુણ કરનારો અવર, અવર ખાય છે માર;
વિરહણીનું બાળે વપુ, જયમ શિવને તજી [3]માર. ૭૭
માન મળે છે ગુણ થકી. ગુણવિણ માન ન હોય;
સહુ પાળે શુક સારિકા, કાગ ન પાળે કોય. ૭૮
કરીએ આડંબર તજી, ગુણસંગ્રહ ધરી પ્યાર;
વેચાય ન ગૌ પયવની, કંઠ ઘંટ રણકાર. ૭૯
ગુણ જેવું રૂપ નહિ મળે, દુર્લભ એ સંબંધ;
ઉભય એકઠાં ક્યાં મળે, સોનું અને સુગંધ. ૮૦
અભિલાષી એક વાતના, તેમાં થાય વિરોધ;
રાજકાજ માટે લડે, રાજપુત્ર કરી ક્રોધ. ૮૧

---

૧ વરદાનરૂપ–દશરથ રાજાએ મૃગ જાણી શ્રવણને દૂરથી તીર માર્યો તેથી તે મરણ પામ્યો અને શ્રવણના પિતાએ એ કારણથી એવો શાપ દીધો કે અમે જેમ પુત્રવિયોગથી મરીએ છીએ તેમ તમે પણ પુત્રવિયોગે મરણ પામશો. આ શાપ થતાં પહેલાં દશરથ રાજા અપુત્ર હતા.

૨ સહસ્રાર્જુન–જમદગ્નિ ઋષિએ એમને પોતાને આશ્રમે જમવા તેડેલા તે વખતે કામધેનુથી તેમની આખી ફોજને ભોજન પુરૂં પાડેલું તે કામધેનુ સહસ્રાર્જુને માગી તે ન આપતાં બલાત્કારે લેઈ જતાં, પરસ્પર મોટું યુદ્ધ થયું તેમાં જમદગ્નિએ પોતાના પુત્ર પરશુરામને સંભારી એકવીશ વાર છાતી કુટી તે જ્યારે પરશુરામ આવ્યા ત્યારે વાત જાણી. જેના ક્લેશથી એકવીશ વાર પોતાના પિતાને છાતી કુટવી પડી તેથી ક્ષત્રીઓને મારવા નિશ્ચય કર્યો અને તે પ્રમાણે એકવીશ વાર નક્ષત્રી પૃથ્વી કરી. ૩ કામદેવ.

જેથી જેને પ્રીત છે, થાય તેહની ભીર;
નીર ઓલવે આગને, સોસે તેહ સમીર. ૮૨
અહિત કર્યે પણ હિત કરે, સજ્જન પરમ સુધીર;
શોષે પણ શીતળ કરે, જ્યમ સમીરને નીર. ૮૩
સ્હાય થઇને સુખ કરે, દુષ્ટ તદપિ દુખદેય;
જ્યમ પાવક તે પવનને, મળે ઉષ્ણ કરી દેય. ૮૪
સહુ નિજ નિજના સ્થાનમાં, શોભા કરે વિશેષ;
મેંદી ચરણ ને હાથમાં, લોચન અંજન રેખ. ૮૫
જે મન ઇચ્છો તે કરો, કહો ન મારૂં કાંય;
જંત્ર હાથ છે જંત્રિને, બજાવે જે ચિતમાંય. ૮૬
જેને જેવું ઉચિત ત્યાં, કરીએ તેહ વિચારિ;
શિયાળ ક્યમ લાવી શકે, ગજમુક્તા ગજ મારિ. ૮૭
જુદા ન ભાસે તે પછી, મળે રંગ બેરંગ;
કાથા સંગ ચુનો મળે, થાય લાલ મળી સંગ. ૮૮
ઉપાય નવ દીઠો સુણ્યો, જેથી ફરે સ્વભાવ;
મધુપટ કોટિક દેય પણ, વિષ ન તજે વિષભાવ. ૮૯
જે જેના મનને ગમ્યું, તેથી સુખ પમાય;
ભાલ ભસ્મ વિષ કંઠ શિવ, તદપિ ઉમા સુહાય. ૯૦
હોય કશું સમજે કશું, મતિ જેની વિપરીત;
[1]કનકભક્ષિ જ્યમ દેખશે, શ્યામ શ્વેત ને પીત. ૯૧
પ્રીતિ નિભાવવી કઠણ છે, વિચારી કરજો કોય;
ભાંગ પીવી તે સ્હેલ પણ, લ્હેર કઠણ બહુ હોય. ૯૨
દીઠા અને સુણ્યાવિના, દેવો કેમ વિચાર; ?
શું જાણે કૂપદેડકો, સાગરનો વિસ્તાર. ૯૩

---

૧ ધંતુરો ખાનાર

દે ફળ સેવનું દેવતા, જેનો જેવો ભાવ;
જેવું મુખ કરી દર્પણે, જોશો તેવું જણાય. ૯૪
કુળ બળ જેવું હોય ત્યમ, કરીએ તેવી વાત;
વણિક પુત્ર શું જાણશે, ગઢ લેવાની વાત. ૯૫
જૈયે જેનો સમીપ ના, થાય કેમ સંજોગ;
વિચરે પશ્ચિમ પૂર્વમાં, થાય ન કારજ જોગ. ૯૬
જેવું બંધન પ્રેમનું, અવર ન બંધન કોય;
ભેદે ભ્રમરો કાષ્ટને, કમળ ન છેદે સોય. ૯૭
ઉદાર જન તે આપશે, રીઝી જે તે રીત;
દેછે ગાલ બજાવવે, ગૌરીકંથ નવનીધ. ૯૮
આપ આપની ગરજથી, વદે હાજી હાં વેણ;
ગરજે ધન તવ ગિરિતણો, વદે મોર શુભ વેણ. ૯૯
દે સહુને સરખી રીતે, દાતા કહિએ જેહ;
ધન વરસે જ્યાં ત્યાં જુઓ, સ્થળ ન વિચારે એહ. ૧૦૦
થઇએ વિમુખ ન તેહથી, જે જનનો ઉપકાર;
કરીને પાન તળાવજળ, મોર ન વિમુખ [1]થનાર. ૧૦૧
જે સમજે જે વાતને, તેનો કહે વિચાર;
જોશી રોગ ન જાણશે, વૈદ ગ્રહગતિ સાર. ૧૦૨
ઉર ઉમંગ નવિ પ્રીતિનો, મુખ દૃગથી ન છુપાય;
જ્યમ સુગંધના ચોરની, જાણ તરત પડી જાય. ૧૦૩
સ્વભાવ મળતાં મન મળે, નહિ મળતાં ન મળાય;
દહિં મળતાં દૂધ જામશે, કાંજીથી ફાટી જાય. ૧૦૪
વાત કથનની રીતિમાં, અંતર અધિક ગણાય;
વચન એકથી રીશ વધે, વચન એકથી જાય. ૧૦૫

---

૧ જળાશયમાંથી પાણી પીને મોર પાછે પગે પાછો હઠે છે તેપરથી તે વિમુખ થતો નથી એમ કલ્પના કરી છે.

એક વસ્તુ ભિન્ન ગુણમાં, પ્રકૃતિ ભાવે થાય;
ભુઠા[1] એકને પીત કરે, હરે એકનો વાય. ૧૦૬
સરિગત સુખમાં જે થશે, દુખમાં સરિગત હોય;
જર્મોએં મીઠું જેહનું, કડવું જર્મોએ સોય. ૧૦૭
સ્વારથનું સહુ કો સગું, બિન સ્વારથ નહિ કોઈ;
પંખીઓ જાય ઉડી સર-તરૂ, સુકાઇ ગયલાં જોઇ. ૧૦૮
જેવી જેની યોગ્યતા, કૃતિ પણ તેવી હોય;
કરે ન માઠું સુજન કો, ભલું ન દુર્જન કોય. ૧૦૯
સુખ પાછળ દુખ સરજિયું, દુખ પાછળ સુખ હોય;
પડે રાત જ્યમ દિન પછી, જામનીં પછી દિન જોય. ૧૧૦
જે ઉચરે તે સહીં ઠરે, વડા પુરૂષ મુખવાણ;
છે અનંગ તેને કહે, મહારૂપની ખાણ. ૧૧૧
દોષ ભરી નવ ભાખિએ, જદપિ યથારથ વાત;
કહે અંધને આંધળો, રોષ કરે સાક્ષાત. ૧૧૨
પરઘર જઈએ નવ કદી, જાય ઘટી નર નૂર;
જાય ચંદ્ર રવિમંડળે, જ્યોતિ ઘટે જરૂર. ૧૧૩
પરહિતમાં કોમળ હૃદય, સજ્જન પરમ દયાળ;
કોણ શિખવેછે કહો, રાજહંસને ચાલ. ૧૧૪
સજ્જન કરે સ્વીકાર તો, તેનો કરે નિભાવ;
કુટિલ કલંકી ચંદ્ર પણ, તજે ન શિવ કદાય. ૧૧૫
પંડિત વિદ્યા નવ તજે, જોઈ મૂર્ખ ધનવાન;
ભૂષિત કુલટા ભાળિને, તજે ન શિળ કુળવાન. ૧૧૬
જાય ન સરખા દિન સહુ, કાં પસ્તાઓ કોઇ;
દુર્યોધન બહુ મદ ભર્યો, બેઠો ધન કુળ ખોઇ. ૧૧૭

---

૧ રીંગણાં.

સત–સંગતિ પ્રતાપથી, પાપર્થી શુદ્ધ થવાય;
જયમ પારસના સ્પર્શથી, લોહ કનક થઇ જાય; ૧૧૮
બ્રહ્માએ જે કાંઇ ઘડયું, બને ન બીજી વાર;
સુણી ન શકશે જીભ કરીં, કરે ન કાન ઉચ્ચાર. ૧૧૯
જેવું વ્યસન જેને પડયું, તે વણુ રહે ન તેહ;
સુરા સુરાપી નવ તજે, જદપિ વિકળ ગતિ દેહ. ૧૨૦
જીવવાળુ કહો ક્યમ તજે, જેને જેનો મોહ;
પ્રસ્તર ચુંબક પાછળે, ફરતું ફરે જયમ લોહ. ૧૨૧
સંપતિ સુગતિ વધે ઘટે, રીતી રેંટ વિચાર;
ખાલી ઘડા ભરાય છે, ભર્યાં ખાલીં નિરધાર. ૧૨૨
લાભ હશે જેવો લખ્યો, પ્રાપ્તિ તેવી હોય;
જળ ભરશે વાસણ સમું, સરિતાથી સહુ કોય. ૧૨૩
હોડ કરી નર શ્રેષ્ઠથી, નીચ ન થાય નિહાલ;
કાગ કયમ કરી ચાલશે, રાજહંસની ચાલ. ૧૨૪
સજ્જન કેરા સગમાં, થાય સહજ સુખભાસ;
રાજા અત્તર વાપરે, ગ્રહે સભા ભર્લી વાસ. ૧૨૫
આ જગની વિપરીત ગતિ, સમજી જુઓ સદાય;
કહે જનાર્દન કૃષ્ણને, હર શંકર[1] કહેવાય. ૧૨૬
લાગે રૂડાં સર્વને, કોઈના પણ હિતવેણ;
પિયુ આગમની કાગ–વચ, વિરહણિને સુખદેણ. ૧૨૭
જે જેના સુખની કહે, તે તેને સુખધામ;
પિયુ આગમ ભાખી ભલો, કાગ, ન પિકનું કામ. ૧૨૮
કહે ગમે તે હિતતણી, આવે તે પર હેત;
સર્વ ઊડાડે કાગને, વિરહણી ખાતું દેય. ૧૨૯

---

૧ શિવ–કલ્યાણ કરનારા માટે—અર્થાત્ શિવ એ જગતનું કલ્યાણકારી નામ છે તેને "હર," એટલે જગતનો નાશ કર્ત્તા એવું કહેછે.

કોણ ચહે નિજ, ઉપજે, જેથી દુઃખ સંજોગ;
તનથી ઉપજે તોય પણ, જેમ ન રૂચે રોગ. ૧૩૦
એક પરાયો પણ ભલો, જેથી ઉપજે સુખ;
યથા ઔષધી વનતણી, હરે દેહનું દુઃખ. ૧૩૧
જે પામે અતિ ઊંચપદ, તેનું પતન નિદાન;
બપોર લગી જ્યમ તપી તપી, અસ્ત થાય છે ભાણ. ૧૩૨
અનુચિત અતિ બળ આપણું, કહ્યે અનાદર હોય;
સંગ્રહ કીધ બે નૃપતણો, રૂક્મ ગયો પત ખોય. ૧૩૩
ઉત્તમ જન ન રહે ત્યાહાં, જ્યાં કુડ ભાવ જણાય;
તજી વર્ષાઋતુ, માનસર, રાજહંસ ઉડિ જાય. ૧૩૪
જે મન ભાવે તે લહે, વાધે સુખ શરીર;
જેમ તૃષાતુરને મળે, નિર્મળ શીતળ નીર. ૧૩૫
મનગમતો મળવાવિના, એ રીત જીવ ઉદાસ;
દિનમાં દશા ચકોરની, ચકવા ચંદ્રપ્રકાશ. ૧૩૬
થાય દૂષણ જે સંગથી, તજીએ તેનો સાથ;
માનેછે મદિરા જગત, દૂધ કલાલને હાથ. ૧૩૭
જે સંગે દૂષણ છુપે, કરીએ તેશું પિછાણ;
સમજે છે જ્યમ દૂધ સહુ, સુરા રબારી-પાણ. ૧૩૮
જે જોતાં લાંચ્છન ચઢે, તેશું નજર નહિ જોડ;
ચંદ્ર ચોથનો નવ જુએ, કોઈ ધરીને કોડ. ૧૩૯
મૂરખ ગુણ સમજે નહીં, ગુણહીનની એ ચૂક;
શું થયું શોભા દિનતણી, દેખે જો ન ઊલૂક[1]. ૧૪૦
ગૂઢ ન કહિએ ખળકને, તેશું કદિ કરી મેળ;
જગમાં પસરે જે રીતે, જળપર ટીંપું તેલ. ૧૪૧

૧ ઘુઅડ.

એકજ ગુણ એવો ભલો, અવગુણ ઢાંકણ થાય;
નરસ રંગ જ્યમ દર્ભનો, મેઘજળે મટિ જાય. ૧૪૨
માન મૂઢને તે સ્થળે, જ્યાં નહિ પંડિત હોય;
રવિ ઉગ્યે દીપકતણો, ભાવ ન પૂછે કોય. ૧૪૩
સહે કેમ સ્વારથ વિના, કોઈનાં કટુવેણ;
લાત ખમી બચકાર્ડીએ, હોય દૂઝણી ધેન. ૧૪૪
સજ્જન તજે ન સુજનતા, કર્યા થકી અન્યાય;
કુઠાર ચંદન છેદશે, કરે સુવાસિ સદાય. ૧૪૫
દુષ્ટ ન છાંડે દુષ્ટતા, પોખે રાખે પાસ;
કરો સર્પહિત પણ કરે, ચાંપ્યો દંશ પ્રકાશ. ૧૪૬
ધન સંચ્યું શા કામનું, કરો વરો હરિપ્રીત;
બંધ કુવો ગંધાય છે, વધે ઘટે જળ રીત. ૧૪૭
કરી ભુંડાઇ સુખ ચહે, ક્યાંથી પામે કોય;
નિંબ બીજને રોપશે, આંબો ક્યાંથી હોય. ૧૪૮
ભુંડું થાય ભુંડાઇથી, મન માનો નિરધાર;
ખાડ ખોદશે અવરનો, તેનો કૂપ તૈયાર. ૧૪૯
એક ગણું આપ્યા થકી, સહસ્ર ગણું ફળ થાય;
ભોજને બદલે કણસલાં, આરથી પાટુ ખાય. ૧૫૦
એક ભેખને આશરે, નાત જાત ઢંકાય;
જ્યમ હાથીના પગવિષે, સહુનો પાય સમાય. ૧૫૧
જેનો સ્વારથ જ્યાં સરે, તેથકી રાજી થાય;
ચાંદનો વ્હાલો ન ચોરને, કાળી રાત સુહાય. ૧૫૨
ભાવી જેવું ભાગ્યમાં, તેવો બુદ્ધિ-પ્રકાશ;
સીતા હરવાથી થયો, રાવણ કુળનો નાશ. ૧૫૩
ટાળ્યું ભાવી ટળાયતો, નિશ્ચે કહો જન જોઇ;
તો પછા નળ હરિશ્ચંદ્રને, વિપત પડત ક્યમ કોઇ. ૧૫૪

કોઈ સહાય ન કામની, થનાર વસ્તુ પાસ;
ભીષ્મ યુધિષ્ઠિર જ્યાં થયો, ક્લેશે વંશ વિનાશ. ૧૫૫
અતિ સરલ થાવું નહીં, જુઓ જઈ વનમાંય;
સીધાં તરૂને છેદશે, વાંકાં વંચી જાય. ૧૫૬
જન ઝાઝા ન વિરોધિયે, ગણિ નિર્બળ બળવાન;
જુથ કિડિનું મળિ ખઈ જશે, નાગ પહાડ સમાન. ૧૫૭
નિર્બળ પણ ઝાઝાં મળી, કપરૂં સાધે કામ;
ક્ષુદ્ર તંતુની રસ્સી કરી, બાંધે ગજ બળધામ. ૧૫૮
દુર્જનના સંસર્ગથી, સજ્જન પામે ક્લેશ;
જ્યમ રાવણના વાંકથી, બંધન થયો જલેશ[1]. ૧૫૯
સુજન કુસંગત-સંગતે, સજ્જનતા ન તજંત;
સર્પસમૂહના સંગથી, ચંદન વિખ ન ધરંત. ૧૬૦
કષ્ટ પડે જન સાધુને, લેશ ન થાયે મ્લાન;
જ્યમ જ્યમ કંચન તાવિએ, નિવડે નિર્મળવાન. ૧૬૧
ઉત્તમ જન તે અસમથી, ધરે ન રોશ મનમાંહિ;
ઘનરવ શુણિ હરિ ગરજતો, શિયાળ-સ્વર શુણિ નાંહિ. ૧૬૨
ઠગાય જો ખળથી સુજન, કરે ફરી ન વિશ્વાસ;
હંસ છળ્યો પ્રતિબિંબથી, મુક્તા લે નહિ પાસ. ૧૬૩
મિથ્યાભાષી સાચ પણ, કહે તે કેમ મનાય;
પોંડ પોકારે ભાંડ જે, તે હાંસિમાં તણાય. ૧૬૪
સદા સમય બળવાન છે, નહી પુરૂષ બળવાન;
કાબાએ ગોપી લુંટી, અર્જુન[2] થયો નકામ. ૧૬૫

---

૧ લંકા પાસેનો સમુદ્ર સેતુથી બંધાયો. ૨ અર્જુન—પાંડવમાંનો ત્રીજો ભાઇ તે જાદવાસ્થળીમાંથી બચેલી કૃષ્ણની સ્ત્રીઓ તથા બીજી જાદવસ્ત્રીઓને લઇ દ્વારકાથી હસ્તિનાપુર જતો હતો. માર્ગમાં કાબા નામના લુટારાઓએ તે સ્ત્રીઓને લુટી છતાં બાણાવળી અને મકારથી અર્જુનથી કાંઈ થયું નહિ.

કણ કણ જોડે મણ થશે, કણ કણુથી ખુટી જાય;
બુંદ બુંદ જયમ ઘટ ભરે, ટપકે ખાલી થાય. ૧૬૬
થોડા પણ ગુણથી કઇક, પામે કીર્તિ પ્રવીણ;
એકજ કરથી જય કરે, કરિ હજાર કરવીણ. ૧૬૭
ઊંચે બેસવાર્થી ન લહે, ગુણ વિણ ગૌરવ કોય;
બેઠો દેવલ-શિખરપર, કાગ ગરૂડ નવ હોય. ૧૬૮
દુખ વેઠયાવિણ ક્યાં થકી, ગુણ પામે જન કોય;
વિંધાઈ બંધાય તો, ગુણ સંપન ફુલ હોય. ૧૬૯
અપટ અબુધ સમજે નહીં, બુધજન વચન વિલાસ;
કદી ન પ્રીછે દેડકો, વિમળ કમળનો વાસ. ૧૭૦
વણુસે શતગુણ ગુણીતણા, અગુણ પુરૂષની પાસ;
ચંદ્રકિરણ અંજનગિરે, કરે ન લેશ પ્રકાશ. ૧૭૧
સાચ જૂઠ નિર્ણય કરે, નીતિનિપુણ નર હોય;
નીર ક્ષીર નોખાં કરે, રાજહંસ વિણ કોય ? ૧૭૨
એક રહી દૂર હિત કરે, અહિત પાસ રહિ એક;
હંસ હણે દળ કમળને, રવિ પ્રકાશ વિશેક. ૧૭૩
ગ્રહે દોષ ઉમંગથી. નહિ ગુણ લે ખળ લોક;
પીએ રૂધિર પય ના પિયે, સ્તનને વળગી જોક.[1] ૧૭૪
ભલો ન નિવડે દુષ્ટજન, ભલો કહે જો કોય;
વિખ મધુરૂં મીઠું લવણ, કહ્યે ન મીઠાં હોય. ૧૭૫
કારજ કરે અસાધુનાં, સહુમાં સાધુ ગણાય;
હીમ પડે હેમંતનું, વનમાં તરૂ બળિ જાય. ૧૭૬
એક ઉદર એકજ સમે, ઉપજ ન સરખી હોય;
બોરડીના કાંટા જુઓ, વાંકા સીધા કોય. ૧૭૭

---

૧ જળો.

નબળા ને દુર્બળતણા, હરે દેવ પણ પ્રાણ;
વાઘ સિંહને છાંડિ લે, બકરાંનું બળિદાન. ૧૭૮
જેને જેનો ખપ નથી, ધરે ન તેનો ભાવ;
જેમ મનસ્વી જીવને, તૃણ સમાન સુરરાવ. ૧૭૯
પરાયું તે પર માનજે, આપણું થાય ન કોય;
પાળે પોખે કાગડો, પિક-સુત કાગ ન હોય. ૧૮૦
દઇએ શીખ અજાણને, લેછે શીખ સુજાણ;
ટટ્ટૂને ચાબક હણયે, ચમકે તેજી નિદાન. ૧૮૧
ઉદ્યમ કદી ન છોડિએ, પરઆશે ધરિ મોદ;
ગાગર શાને ફોડિએ, ઉપડયો જોઇ પયોદ[1]. ૧૮૨
કારજ ધીરજથી સરે, સરતું ન કરે અધીર;
સમય પામિ તરૂવર ફળે, ભલે સિંચો નિત નીર. ૧૮૩
જતન કીજીએ પ્રથમથી, તે પાછળ સુખદાય;
લ્હાય સમે કૂપ ખોદશો, કયાંથી આગ ઓલાય; ૧૮૪
સિદ્ધ થશે જેવો સમય, તેવો જો અભિલાખ;
દામવિના લેવાય નહિ, લે હાથી દઇ લાખ. ૧૮૫
કોઇ કરે એવો જતન, કાર્ય સિદ્ધિ નવ થાય;
ખણે કૂપ ડુંગર ઉપર, પાણી કેમ પમાય. ૧૮૬
સાંચી સંપતિ અવરની, આવી ભોગવે કોય;
કણ સંગ્રહ કીડી તણો, તેતર ચૂગે સોય. ૧૮૭
છોટો પણ સેવ્યો સરસ, જેથી ગરજ સરાય;
શું કરવો પયનિધિને[2], જેથી તરસ ન જાય. ૧૮૮
શ્રમથી સહુ આવી મળે, શ્રમ વિણ કાંઈ વળે ન;
સીધી આંગળીએ ઘી જમ્યું, કેમે કર્યું નિકળે ન. ૧૮૯

૧ વરસાદ. ૨ સમુદ્રને.

વદિએ વાત પ્રમાણની, જેથી સુધરે કાજ;
મોળું થોડે લુણ થકી, અધિકે ખારૂં અનાજ. ૧૯૦
રસીલી વાત કહ્યા થકી, બગડી સુધરી જાય;
અધિક લુણની દાળમાં, લીંબુરસ ઠીક થાય. ૧૯૧
મન ભાવે તે તો કરે, પ્રતાપિ અંશી અંગ;
સહુ દેખે ત્યમ નગન હર, ધરે ગૌરી અર્ધાંગ. ૧૯૨
વડા સહજ પણ વાતમાં, રીઝી દે બક્ષીસ;
તુલસીપત્રથી વિષ્ણુ જ્યમ, આક ધંતુરે ઈશ. ૧૯૩
વડા કહે તે કીજીએ, કરવું કરે ન જેહ;
હર મશાણમાં જ્યમ ફરે, કરે મરે છળિ તેહ. ૧૯૪
કહ્યું કરો નવ નારીનું, કરી નારી-વિશ્વાસ;
ગૌરી ધરી અર્ધાંગ હર, હરિ ધર ધરમાં વાસ. ૧૯૫
સુધરી વણસે વેગથી, વણસી ન સુધરે ફેર;
દૂધ ટળીને દહિ બન્યું, બને ન દૂધ કોપેર. ૧૯૬
અભિલાષા જેની અતિ, જોઇએ નહિ મનવાર;
તિલક સમે નૃપતિ ગ્રહે, તૃણ કરી હાથ પસાર. ૧૯૭
ગુણવંતુ અવસર વિના, કરે ન અળગું કોય;
ઊરથી હાર ઉતારીએ, શયન સમય જવ હોય. ૧૯૮
યદ્યપિ પોતાનો હશે, નિજ શિર ધરે ન પીડ;
દુખતી આંગળી જોડની, ભાગે નવ કદી ભીડ. ૧૯૯
વિદ્યા મળે અભ્યાસથી, સજ્જન મળે સ્વભાવ;
લાળિ વિપુલ કાનની કરે, થાય ન નયન વિશાળ. ૨૦૦
કામ સમે સુખ દુખ સહે, જે નિર્બળનું અંગ;
મર્દન ખંડન જ્યમ સહે, અબળા કેરૂં અંગ. ૨૦૧
કરશે તેવું પામશે, કહેવત લોક પ્રસિદ્ધ;
બીજાને અંધો કરે, અંધો પડે સિદ્ધ. ૨૦૨

રે'છે નાના નરથકી, શોભીતો શિરતાજ;
રાખે નિર્મળ ચાંદની, જેમ શશી સુખસાજ. ૨૦૩
હેત ભલું નહિ નીચનું, અહેતમાં નુકસાન;
ચાટિ અપાવન તન કરે, કરડી દે દુખ શ્વાન. ૨૦૪
સહજ રસીલો હોય તે, કરે અહિત પર હેત;
પીડા કર્યાએ તોય પણ, દે શેરડી રસ નેટ. ૨૦૫
અશુદ્ધ લખ્યોં વાંચે સુધું, એવા વણિક અમાપ;
વાંચે હીંગ મરી જીરૂં, લખિ હગ મર જર આપ. ૨૦૬
શત્રુસંગ કુળનો ભજ્યો, જાણી ઉપજે ત્રાસ;
હાથો ઠસે કુઠારમાં, વનનો થાય વિનાશ. ૨૦૭
સંગ કદી નવ કીજીએ, કરી સ્વભાવર્નો હાનિ;
ગુંગાને સમજાવવો, ગુંગાની ગતિ આણિ. ૨૦૮
કોઈ કોઈનું ભુંડું કરે, પડે આપ તે ઠામ;
નાક કાપતી રાણિનું, નકટી રાણી નામ. ૨૦૯
કરે શું કોઈ જતન કહો, સ્વભાવ નહિ પલટાય;
અડકે સદા ચિકાશ પણ, જીભ ન ચિકણી થાય. ૨૧૦
જો કદિ ભાન્ડુ હોય પણ, ભિન્ન સ્વભાવે લેખ;
સુધા જીવાડે વિખ હણે, ઉપજ્યાં ઠામે એક. ૨૧૧
ડરે ન કદિએ દુષ્ટથી, જેની પ્રેમર્નો વાણિ;
ભ્રમરો છાંડે કેતકી, તીના કંટક જાણિ. ૧૧૨
અધિક કરો પણ અધમનો, નીચ સ્વભાવ ન જાય;
તજી તલાવ જળ કુંભમાં, કાગ ચાંચ બોળાય. ૨૧૩
ચતુર ક્રૂર સરખા ગણે, જેને નહીં વિવેક;
ગણે અબુધ ગમાર જયમ, રત્ન કાચ પણ એક. ૨૧૪
કુડો ન થાશે ચતુર નર, કુડો કહે જન કોય;
માને કાચ ગમાર નર, હીરો કાચ નવ હોય. ૨૧૫

છુટે ન કોઈ ઉપાયથી, જેની પડી કુવાણિ;
કાગ ન કોયલ થઇ શકે, વિધિ શિખવે મન આણિ. २१६
વેશ સજ્યાથી શૂરનો, કાયર શૂર ન થાય;
સિંહ ચર્મ ધારણ કરે, શિયાળ નહિ મૃગરાય. २१७
ધન વધતાં મન વધિ ગયું, ઘટે પછી નહિ કોય;
જ્યમ જળ સંગ વધે કમળ, ઘટે ન ઘટતાં તોય. २१८
સૌથી લઘુ છે માગવું, નહિ તેમાં મૌન મેષ;
યાચનાર્થો બલિ[1] પાસ જ્યમ, વિષ્ણુ વામન વેષ. २१६
વડા ન લોપે લાજકુળ, લોપે નીચ અધીર;
સાગર રહે મર્યાદમાં, ઉભરો વહે નદીનીર. २२०
નામ ભલે થાય ન ભલું, ભલું ભાગ્ય જે ભાલ;
ધની નામ માગતિ ફરે, ભૂખ્યો નામ ભૂપાળ. २२१
ઉત્તમ પર કારજ કરે, નિજ હિતનો ન વિચાર;
જે અન્ન પૂરે જગતને, તેપર ભિક્ષા ભાર. २२२
દેવતણો અધિદેવ જે, કહી નરેશ સુરેશ;
ધાર્યો મિત્ર ધનેશ પણ, પ્હેરે ચર્મ મહેશ. २२३
સહુ સરખાં નિપજે નહી, થાય સર્વમાં ફેર;
લુગડું ખાધી બાસતો, લોહ તવા સમશેર. २२४
સમો વિચારી આપણો, અરિ જીતિએ અચૂક;
દિને કાગ ઘુડને હણે, રાત્રિ કાગને ઘૂક. २२५
છળ બળ સમો વિચારિ અરિ, હણવો અલ્પ પ્રયાસ;
કર્યો દ્રોણ-સુત[2] એકલે, પાંડવ કુળનો નાશ. २२६
કામ પડ્યાથી જાણિએ, જે નર જેવો હોય;
વણ તાવ્યે ખોટું ખરૂં, કસે શું ભૂષણ કોય. २२७

१ બલિ રાજાને ત્યાં યાચના કરવા માટે વિષ્ણુએ વામનાવતાર લીધો હતો.
२ અશ્વત્થામા એમણે મહાભારતની લડાઈ થઇ રહ્યાપછી રાત્રી સંહારમાં પાંડવોના પુત્રોનો તથા દ્રુપદરાજાના પુત્ર વગેરેનો નાશ કર્યો હતો.

સંગ પ્રમાણે સાખ પણ, આવી મળે નિદાન;
શિર મખમલ તોરો કહે, મખમલ પાય ઉપાન[1]. ૨૨૮
અણઘડ સુઘડ-સમાજમાં, આર્વો બગાડે રંગ;
ભરિયો હોજ ગુલાબથી, બગડે શ્વાન પ્રસંગ. ૨૨૯
જન અણરાગી રાગીમાં, ગયે ટળે સુખ ચેન;
તરણ પડી દુખ દે ઘણું, નિકળે ઉઘડે નેણ. ૨૩૦
ચતુર સભામાં મૂર્ખ નર,.શોભા લહે ન કાંય;
જ્યમ બગલો નહિ શોભશે, હંસમંડળી માંય. ૨૩૧
રસિક સભામાં નિરસ નર, ગયે થાય રસહાનિ;
તળાવમાં પડિ ભેંસ જ્યમ, મલિન કરેછે પાણિ. ૨૩૨
મળવું ભલું ન દુષ્ટનું, ઉપજે મળ્યે અસુખ;
કંટક વાગી કાયમાં, અટકિ ખટકિ દે દુઃખ. ૨૩૩
દોષ ધરે નિર્દોષ પર, જે નર હોય સદોષ;
દેછે દોષ ઉદારને, જેને નહિ સંતોષ. ૨૩૪
સહજ સુખ સત્સંગતે, કુસંગ દુખનું સ્થાન;
ગાંધી તથા લુહારની, બેસી જુઓ દુકાન. ૨૩૫
ભલાં વચન નીચ મુખથી, થાય ન કદિ પ્રકાશ;
હિંગ લસણથી ના મળે, કસ્તુરી સુખવાસ. ૨૩૬
કથળ્યું કુસંગતી થકી, થાય સુસંગે બેશ;
બેઠો વાસ કર હિંગની, જીરૂ હરે હમેશ. ૨૩૭
મળે સુસંગત ઊંચપણ, કરે નીચથી પ્રીત;
નદીમાં ખર નવરાવિએ, તજે ન ખાખ ખચિત. ૨૩૮
કુસંગથી જે કથળિયું, કોથી સુધારો થાય;
વાસ લસણનો વસનમાં, ક્યમ ફુલ વાસ ભરાય. ૨૩૯

---

૧ જોડા.

વડા થકિ વડું નિપજે, થશે ન છોટું કાજ;
વૃક્ષ ઉપાડે તૃણ નહિ, ગૃહિ શકે ગજરાજ. ૨૪૦
જોઈ અજુક્તી નીચની, કહો કોણ ખુશી થાય;
દ્રાખ પડેલી ખર ભખે, દેખી સહુ ક્રોધાય. ૨૪૧
તજી સબળ નિર્બળતણી, કદી ન લઇએ ઓથ;
તૂટી ડાળ અવલંબને[1], લાગે પડતાં ચોટ. ૨૪૨
પ્રેમ છકે મનપણ છકે, રહે ન કુલની લાજ;
કમળનાળના તંતુથી, કો બાંધે ગજરાજ. ૨૪૩
વાત પ્રેમની રાખીએ, નિજમનમાં નિરધાર;
જ્યમ છાયા સહુ કૂપની, કદી ન નિકળે બ્હાર. ૨૪૪
તેને ત્યમ સમજાવિયે, સમજે જ્યમ જે વાણિ;
વેણ ભાખિએ અંધને, જ્યમ બધીરને પાણિ[2]. ૨૪૫
વિપત પડયે જ્યાં સુખમળે, ત્યાં જઈ કરીએ સ્થાન;
નયન સહાય છે બધિરને, બધિર સહાય છે કાન. ૨૪૬
હીન[3] એકલો નહિ ભલો, બે પણ ભલા ન સોય;
જેમ પવન પાવક મળી, વિફરે હાથ ન હોય. ૨૪૭
જેવું સ્થાનક સેવિએ, તેવી પૂરે મામ;
સિંહ-ગુફા મુક્તામળે, શિયાળ, ખુરી ખરચામ. ૨૪૮
વાંકા સીધાનું મિલન, નિભવું નથી નિદાન;
ગુણગ્રાહિ તેને તજે, જેવું બાણ કમાન. ૨૪૯
પ્રાપ્તિ અલ્પ ક્યમ કીજીએ, જેમાં શ્રમ અતિ હોય;
શું ગિરિવરને ખોદશે, મુષક[4] કાઢવા કોય. ૨૫૦
જેવી જ્હોય જેની હશે, તેવી કરે પ્રકાશ;
રવિ પેઠે કયમ કરી શકે, દીપ તિમિરનો નાશ. ૨૫૧

---

૧ આધાર. ૨ હાથ—હાથના ચાળાથી મુગાને સમજાવવો.
૩ કનિષ્ટ. ૪ ઊંદર.

જ્યાં નર ચતુર ન હોય ત્યાં, મૂઢ જનથી વ્યવહાર;
વડ પીંપર નહિ હોય જ્યાં, એરંડોજ શ્રીકાર. ૨૫૨

થાય ન કારજ મુજવિના, ઉચરે એજ અજાણ;
જ્યાં નહિ કુર્કટ[1] શબ્દ ત્યાં, શું નહિ ઉગે ભાણ? ૨૫૩

ઉત્તમનું અપમાન જ્યાં, વળી નીચનું માન;
શું થયું નિંદા હંસની, શું થયું કાગ વખાણ. ૨૫૪

યથાયોગ્ય કે સ્થળ વિના, નર છબિ લહે ન કાંય;
જયમ જડયું રત્ન કથીરમાં, કાચ કનકની માંય. ૨૫૫

વડા વિપત્તિ સહી શકે, અવર વિપતથી દૂર;
તારા સહુ ન્યારા રહે, રાહુ ગ્રહે શશિ સૂર. ૨૫૬

ઠામ ભ્રષ્ટથી મિત્ર પણ, અમિત્ર થઇ રીસાય;
કમળ છુટયે જળથી રવિ, બાળે ગાળે કાય. ૨૫૭

હોય અધિક ધન તોયપણ, ગુણ વિણ તેજ ન હોય;
તેલ ભર્યો દીપક ખરો, વાટ વિના નહિ જયોત. ૨૫૮

શું થયું ધન હોવાથકી, ગુણથી આદર હોય;
ઊભય કોટિધારી ધનુષ, ગુણ[2] વિણ લહે ન કોય. ૨૫૯

જાય ન, ગુણિજન જ્યાં જશે, નર દંભી જે કોય;
ચઢે ગગનમાં કનકવો, દોર સહિત જયમ હોય. ૨૬૦

ગુણવાળો સંપતિ લહે, ગુણ વિણ લે નહિ કોય;
કાઢે જળ પાતાળથી, ગુણસંયુત ઘટ હોય. ૨૬૧

વડાર્થો કોણ કરી શકે, વઢવા તણો વિચાર;
ગિરિ સુરનર રાખ્યો ન દધિ, મુનિ[3] પીધો જે વાર. ૨૬૨

---

૧ કુકડો. ૨ દોરી-ધનુષ્યની પ્રત્યંચા. ૩ અગસ્તઋષિ કે જે સમુદ્રનું આચમન કરી ગયા હતા એવું કહેવાય છે.

વિદ્યા ગુરૂ સેવ્યા થકી, કાં કીધે અભ્યાસ;
ભીલ[1] દ્રોણના વણ કહ્યે, શીખ્યો બાણ–વિલાસ. ૨૬૩
ગુણ પણ શિખવે જ્ઞાન ગુણ, શિષ્ય ચપળ જો હોય;
ખપર્ટે[2] ભીંતપર ચીતરે, ચિત્ર ચિતારો કોય? ૨૬૪
પંડિત પંડિતથી મળે, તુરત ટળે સદેહ;
બે દીપકના તેજથી, તિમિર ટળે તતખેવ. ૨૬૫
બુદ્ધિ બળથી ઊદ્યમ મળે, તો પામે સુખસાજ;
અંધ સ્કંધ ચઢિ પાંગળો, સર્વ સુધારે કાજ. ૨૬૬
જેનું હૃદય કઠોર જ્યાં, કરે શું કોમળ વાણ્ય;
મીણ બાણ જયમ પથરમાં, વિંધે ન પુરે પ્રમાણ. ૨૬૭
રસમાં સહુને રાખિયે, અંત ન લેવો ક્યાંય;
વિખ નિકળ્યું અતિ મથનથી, રત્નાકરની માંય. ૨૬૮
વિચારી ફળ કારજ કરો, કરો ન વ્યર્થ અમેળ;
તલ પેઠે રેતી પિલ્યે, નિકળે નહિ કદિ તેલ. ૨૬૯
કારજ પછીથી આદરો, પ્રથમ પહોચ વિચાર;
ફળ ઉંચ ક્યાંથી પામીએ, નથી જ્યાં પગ આધાર. ૨૭૦
દુષ્ટસંગ વસિએ નહીં, વસિ નવ કરીએ વાત;
કદલી[3] બોરડી સંગમાં, સહે છેદન નિજપાત[4]. ૨૭૧
થાયે કારજ તે તણું, જેને મ્હોટી વ્હાર;
કૃષ્ણપક્ષ પાંડવ જઈ, માર્યા કૌરવ ઠાર. ૨૭૨
પુણ્ય વિવેક પ્રભાવથી, નિશ્ચલ થાય નિવાસ;
જ્યાં લગી તેલ દીપકવિષે, ત્યાં લગી જ્યોતિ પ્રકાશ. ૨૭૩
થતા લગી સિદ્ધકામ નર, કરે અનેક પ્રકાર;
હઠવા રોગ શરીરથી, રચિએ કંઇ ઊપચાર. ૨૭૪

---

૧ દ્રોણની માટીની મૂર્તિ કરી તેને દ્રોણગુરૂ માની એક ભીલે બાણ-વિદ્યા સંપાદન કરી હતી. ૨ ખરબચડી. ૩ કેળ. ૪ પાંદડાં.

અરિ ન્હાનો ગણવો નહીં, જેથી થાય અસાર;
તૃણ સમૂહને ક્ષણવિષે, બાળે લવ અંગાર. ૨૭૫
લઘુ અરિપર ચઢતાં સજે, સુભટ કવચ નિજઅંગ;
શશમૃગયામાં પણ લિજે, વ્યાઘ્ર સાજ નિજસંગ. ૨૭૬
ગુણથી જન સહુ સંગ્રહે, કુળ ન વિચારે કોય;
પમાડે મૃગમદ[1] તિલકથી, હરિ પણ જગને મોહ. ૨૭૭
ભુંડો તોપણ સુકુળનો, તેથી ભુડું ન થાય;
ધુમ્ર ખરો પણ અગરનો, કરે સુગંધ સદાય. ૨૭૮
અરિ તેને શું કરી શકે, જેનો જતન ઉપાય;
ધોંખતી રેતી શું કરે, પેર્યો જોડો પાય. ૨૭૯
પંડિત જનનો શ્રમ મરમ, જાણે જે મતિ ધીર;
વંઝા જાણે નહિ જરા, પ્રસુતા કેરી પીડ. ૨૮૦
શૂરવીરની સંપતી, કાયરથી ન હરાય;
સિંહ ભક્ષ નિરધાર જે, શિયાળથી ન ખવાય. ૨૮૧
શોભે ભૂપ સુભટ થકી, ભૂપ સુભટથી સિદ્ધ;
વન અભીત જ્યમ સિંહથી, વનથી સિંહ અભીત. ૨૮૨
દરિદ્ર જાય કવિતણું, સેવ્યે રાજ સમાજ;
સિંહનૃપતિ ત્યારે બને, હાથ ચઢે ગજરાજ. ૨૮૩
શૂર પરાક્રમ નવ કરે, તેથી ડરે ન કોય;
બાળકને પણ ચિત્રનો, વાઘ રમકડું હોય. ૨૮૪
વીર પરાક્રમથી કરે, ભૂમિ મંડળનું રાજ;
જોરાવર તેથી કરે, વન સ્વાધીન મૃગરાજ. ૨૮૫
બળવંતો અરિ મારિયે, બુધ બળ કરી ઉપાય;
કાલયવન કૃષ્ણે હણ્યો, ઢાંકી મુચુકુંદ-કાય. ૨૮૬

---

૧ કસ્તુરી.

રાજા બળથી સર્વ જન, ફરે હરે ચોફેર;
ઢોર ફરે વનમાં છુટાં, બાંધ્યાં હયને જોર. ૨૮૭
નૃપપ્રતાપ જે દેશમાં, રહે દુષ્ટ નહિ કોય;
પ્રગટે તેજ દિનેશનું, ત્યહાં તિમિર નવ હોય. ૨૮૮
સહુ કો ભાખે વાત એ, નૃપતિ કરે તે ન્યાય;
જ્યમ ચોપટના ખેલમાં, પાસ પડે તે દાય. ૨૮૯
કારજ તે જનનું સરે, વર્ત્તે સમય સુધારિ;
કદી ન હારે ખેલમાં, ખેલે દાવ વિચારિ. ૨૯૦
છિદ્ર પરાયું સહુ જુએ, જુએ ન નિજનું કોય;]
દીપક અજવાળું કરે, તળે તિમિર તો હોય. ૨૯૧
સંત કષ્ટ સહિ અતિ સુખી, રાખે આપ સમીપ;
આપ બળે પણ અવરને, ઉજાશ આપે દીપ. ૨૯૨
હંણે એક રક્ષા કરે, એકજ કુળના હોય;
જેમ ખડગ ત્યમ કવચ એ, ઉભય લોહનાં જોય. ૨૯૩
આપ આપના સ્થાનમાં, સહુનો ફાવે દાવ;
જળમાં ગાડી નાવપર, સ્થળ ગાડી પર નાવ. ૨૯૪
મુનિમન સ્થિર કુવાતથી, ક્યમ કર્ી રાખે કોય;
વાવશ જળ પ્રતિબિંબ જ્યમ, જડ પણ ચંચળ હોય. ૨૯૫
જે હાજર અવસર ઉપર, તે છે શસ્ત્ર પ્રમાણ;
ડાભથકી બળદેવ જ્યમ, હર્યા[1] સૂતના પ્રાણ. ૨૯૬
વડા અનીતિ આચરે, કહે ન ખોટું તોય;
બાળ હણ્યો અપરાધવિણ, ભજે તેહ સહુ કોય. ૨૯૭
નીતિ નિપુણ રાજાતણી, અઘટિત નહિ સોહાય;
તપશ્યા કરતાં શૂદ્રને, માર્યો જ્યમ રઘુરાય. ૨૯૮

---

૧ જાદવાસ્થળીમાં બળદેવે સૂતને દર્ભના શસ્ત્રથી માર્યો હતો.

લઘુ મળ્યોં ગૌરવ થાય પણ, વડા ગણે નહિ તેહ;
સાગરમાં ગિરિવર ધર્યા, કપિદળ વડેજ જેહ. ૨૯૯
ભલા ભુંડા છોટા વડા, રહે વડાની પાસ;
મકર[1] અસુર સુર ગિરિ અનલ[2], દધિમાં[3] સહુનો વાસ. ૩૦૦
વડા ભાર લઇ નીભવે, તજે ન ખેદ વિચારિ;
શેષ ધરાને ધરિ રહ્યા, હજી નથિ તજી ઉતારિ. ૩૦૧
ભુંડું કરે પર જે વડા, ભલું કરે હિત ધારિ;
જ્યમ સાગર બાંધી હરિ, કપિદળ દીધું ઊતારી. ૩૦૨
ઉત્તમજન મળવા થકી, અવગુણ તે ગુણ હોય;
જળ દધિનું ધનસંગથી, વરસે મીઠું તોય[4]. ૩૦૩
ટળે ન ટાળ્યા કોથકી, અપ્રાપ્તિ કેરા અંક;
વસે શશી શિવ શીશપણ, રહ્યો અધૂરે અંગ. ૩૦૪
કોઈ દૂર નહિ કરીં શકે, વિધિના ઉલટા અંક;
ચંદ્રપિતા સાગર છતાં, શક્યો ન ધોઇ કલંક. ૩૦૫
ઓથ ગૃહો મ્હોટા તણી, મટે દુઃખ ભય શંક;
દધિ શરણે મૈનાક[5] જ્યમ, ઉગરી ગયો નિશંક. ૩૦૬
છળ બળ ધર્મ અધર્મથી, અરિ સાધિયે અભીત;
અર્જુન દ્રોણે ભારતે, કર્વો કરી જુધ રીત. ૩૦૭
ગ્રાહક સર્વ સુપુત્રના, સારે કાજ સુપુત્ર;
સહુનું ઢાંકણ થાયછે, જેવું વનનું સૂત્ર. ૩૦૮
આપ કષ્ટ સહિ અવરની, શોભા કરે સુપુત્ર;
ચરખી પીંજણ ચઢીં ચરખ, જગઢાંકણ જ્યમ સૂત્ર. ૩૦૯
કરતાં કરતાં મ્હાવરો, જડમતિ થાય સુજાણ;
નિત્ય ઘસારે દોરને, પડે પથર એંધાણ. ૩૧૦

---

૧ મગર. ૨ આગ. ૩ સાગરમાં. ૪ પાણી. ૫ મૈનાક પર્વતની પાંખો ઇંદ્રે કાપવા માંડી ત્યારે તે સાગરને શરણ જવાથી સપંખ બચી ગયો.

સુખ બતાવી દુખ આપિએ, શિઠ લઠીએ ખળ સાથ;
ગોળ ગળ્યાથી જે મરે, વિખ દઇએ શામાટ. ૩૧૧

ભુજ ઉપરથી જાણિએ, બુધ મૂરખ મનમાંય;
છલકે અધુરો નીરઘટ, ભર્યો ન છલકે કાંય. ૩૧૨.

સહજ સાધુ સંતોષ દે, ખલ દુખદેણ પ્રવીણ;
મચ્છિમારનો, જળ વશી કરે બગાડ શું મીન? ૩૧૩

સુંદર સ્થળ નવ છોડવું, જ્યાંલગી હોય ન આન;
ઉપાડવો પગ પાછલો, જોઇ ધરવાનું સ્થાન. ૩૧૪

થયાપછી પસ્તાવવું, કરે ન તે મતિ શુદ્ધ;
દાઝે મુખ જીભ ને ગળું, પીતાં ઉન્હું દૂધ. ૩૧૫

કોણ કરે સુખ દુઃખને, કરે કર્મનું જોર;
ઉડે વિંટાએ આપથી, ધજા પવનને જોર. ૩૧૬

સુખ સહુ છે સંતોષમાં, ધરવો મન સંતોષ;
સર્પ દુર્બળો નહીં થતો, પામિ પવનનું પોષ.[1] ૩૧૭

પાય પડે પણ ઠગથકી, હસી ન કરવી વાત;
નમે નાવનો ડોલ તો, જણાય જીવની ઘાત. ૩૧૮

સબળ ન પુષ્ટ શરીરથી, સબલ તેજથી હોય;
માતેલો ગજ દુષ્ટ જ્યમ, અંકુશથી વશ સોય. ૩૧૯

કાયરનું-નર દેખીને, મુખ ફીકુ દર્શાય;
ધૂપમાં રંગપતંગ જ્યમ, ચટ લઈ છટકી જાય. ૩૨૦

[2]પિશુન ગુણ વિસારીને, ધરે દોષ ગુણ માંહિ;
જૂના ભયથી વસ્ત્રને, ઉતારી દેશે કોઈ? ૩૨૧

વાર થશે કરતાં ભલું, વાર ન ભુંડે વિચાર;
દિન લાગે ઘર બાંધતાં, નહીં ભાગતાં વાર. ૩૨૨

---

૧ પોષણ. ૨ ચાડીઓ.

થાય આપણો આપણો, રહે નિરંતર સાથ;
થાય પરાયો આપણો, શસ્ત્ર પરાયે હાથ. ૩૨૩
વાર ન લાગે વણસતાં, ઓછા નરની પ્રીત;
ઠાઠમાઠ જે સાંજનો, જ્યમ રેતીની ભીંત. ૩૨૪
કરિએ વાત ન તન પરસોં, જઇએ નહિ ખળપાસ;
કડવા નિંબ નીંચે ગયે, વ્યાપે મુખ કડવાશ. ૩૨૫
હોય અજુક્તિ વાત જે, શકે ક્યમ કરી કોય;
વસ્ત્ર ગળીના માટમાં, લાલ કદી નવ હોય. ૩૨૬
ઠેકાણું જોઈ માગીંએ, માગ્યે મળતું હોય;
મુનિધર અંદર કાંગપણ, જડે ન શોધે કોય. ૩૨૭
મુઢની વાત કહ્યા થકી, કરો વિચારી સોય;
સમ દીધાથી અવરના, પડે આગમાં કોય. ૩૨૮
જુઠ પણ એવોં ઉચારીંએ, સાચ સમાને હોય;
જ્યમ આંગળીંથી ભીંતપર, ચંદ્ર બતાવે કોય. ૩૨૯
સમજે કાં સમજે નહી, વદીંએ મીઠી વાત;
બોલ તોતળા બાળના, શ્રવણે સુણીં સોહાત. ૩૩૦
સુબુધ ઉભયવચમાં પડી, હરે ક્લેશ રસ પૂર;
હરે દીપ ડેલી વિશે, ઘરઆંગણ તમ દૂર. ૩૩૧
અધિક દુખી જોઈ આપથી, દેજો દુઃખ વિસારિ;
ધર્મસુતે વન દુઃખ તજ્યું, નળની વાત વિચારિ. ૩૩૨
થાય ભુંડાથી પણ ભલું, કોઇક સમે પ્રકાશ;
અધિક માસથી[1] જ્યમ મટચો, પાંડવનો વનવાસ. ૩૩૩
એક અનીતિ કરે, લહે, સુખ દુખ સંગી સર્વ;
ભીંમે કીંચક[2] મારી ધર્યો, ચિતાવિષે સહગર્વ. ૩૩૪

---

૧ પુરૂષોત્તમ માસ એને મલમાસ પણ કહેછે. ૨ પાંડવો વનવાસના છેલા વર્ષમાં વિરાટરાજાને ત્યાં ગુપ્ત રહ્યા હતા તેવામાં વિરાટ રાજાના સાળા કીચકે દ્રૌપદીઉપર કુદૃષ્ટિ કરી હતી તે કારણથી ભીમસેને તેને માર્યો હતો તેમજ કીચકના સો ભાઇઓને પણ કીચકની ચિતામાંજ મારીને નાંખ્યા હતા.

વડા કરે વિપતિ છતાં, ભલાં પરાયાં કામ;
વિરાટ પતિનો જય કર્યો, અર્જુન લઢી સંગ્રામ. ૩૩૫
મહત્કાર્ય મ્હોટા કરે, વદે ન આપ વડાઈ;
જયજશ દીધો ઉતરને, પાર્થે[1] વિરાટમાંહિ. ૩૩૬
વડા વચન નવ ફેરવે, બોલ્યું પાળે ધીર;
લંકાપતિ વિભીષણ કર્યો, વિજય પાર્મો રઘુવીર. ૩૩૭
ભુંડો તેજ જે ભુંડુ કરે, બુરો ન બીજો કોય;
વણજ કરે તે વાણિયો, ચોર ચોરીથી હોય. ૩૩૮
જૂઠ વસે જે પુરૂષમાં, નહિ તેનો પતિયાર;
ચોર જુવારીનો શા ભલો, કરે ન પ્રીતિ તલભાર. ૩૩૯
જાણ પડે કુળ સપુતની, જોઈ શુભ લક્ષણવાન;
વધનારાં સહુ વૃક્ષનાં, થાય ચીકણાં પાન. ૩૪૦
ઉપજે જનનીને ઉદર, કુળનો જોસ સ્વભાવ;
ઉછળે સિંહણનો ગરભ, જો ગરજે ઘનરાવ. ૩૪૧
વણ શિખવાડી આવડે, જે કુળ જેવી રીત;
સુત સિંહણનો જન્મતાં, ગજપર કુદે અભીત. ૩૪૨
સત્યવચન મુખથી કહે, તેની સાખ સરાહ;
ગ્રાહક આવે દૂરથી, શુણી એક વચની શાહ. ૩૪૩
લાગી પ્રીતિ લેહ જેહની, સુખઃદુખ તેને સંગ;
કમલવશી અલિ[2] વાસવશ, ભક્ષે કલભ[3] પતંગ[4] ૩૪૪
હરે ફરે અવસર પરવ, મળે લોકના થોક;
નજરે ફરીથી નવ પડે, સફરી પંથી લોક. ૩૪૫
બુદ્ધિવિના વિદ્યા કહો, કેમ શિખાવે કોય;
મૂળમાં મળે ન ગામ જ્યાં, સીમ ત્યાં ક્યાંથી હોય. ૩૪૬

૧ અર્જુને. ૨ ભમરો. ૩ હાથીનું બચ્ચું. ૪ ભમરો.

કરવો નહિ બકવા બહુ, કારજ અવસર સાધ;
મૌન ધરી બક દાવ પર, મચ્છ ગ્રહે નિરબાધ. ૩૪૭
ભજે નિરંતર સંત જન, પ્રભુપદ ચોડી ચિત્ત;
નટ દૃઢ દૃષ્ટિ કરી ધરે, પગ વરતે જે રીત. ૩૪૮
કાં રીઝમાં કાં રીશમાં, નહિ વેરી વિશ્વાસ;
જયમ શીતળ ઉન્હાજળે, થાય આગનો નાશ. ૩૪૯
બકબક કરતી ના રહે, જીભ લબાડની જાણ;
પીંપળપાન ચપળ સદા, ગતિમાં રહે નિરવાણ. ૩૫૦
જેવો પ્રભુ તેવી પ્રભા, નિશ્ચય વાત પ્રમાણ;
વામન[1] કરની લાકડી, વધી ચઢી અશમાન. ૩૫૧
વધે ન એવો કોણ છે, પામી દાન સન્માન;
વામન[2] પગ ધર્યો પૃથ્વિમાં, શીશ ધર્યું અશમાન. ૩૫૨
નિજ કીર્તિ સુણી કાનથી, કોણ ધરે ન ઉલાસ;
નાગમંગાની[3] સુણી કથા, વ્યાલ તજે વિખવાસ. ૩૫૩
વિદ્યા સંભાર્યા વિના, વિસરે સત્ય નિદાન;
વણસે વિના તપાસથી, જયમ છાબડીમાં પાન. ૩૫૪
દુર્બળને દૂભે સહુ, સર્વ ભણે એ પાઠ;
પાડે, બાળે, વહિ જશે, પવન, આગ, જળકાઠ. ૩૫૫

---

૧ બળીરાજાને યાચવા ગયેલા વામનપ્રભુના હાથમાં જે લાકડી હતી તેપણ, જ્યારે તેમણે વૈરાટ સ્વરૂપ ધારણ કર્યું તે સાથે વધી હતી.

૨ બળીરાજા પાસેથી વામનપ્રભુએ સાડાત્રણ ડગલાં પૃથ્વી માગી હતી તે જ્યારે તેણે સંકલ્પ કરી આપી ત્યારે પોતે વૈરાટરૂપે થઇને એક પગથી આકાશ ભરીલીધું, એક પગથી પાતાળ ભરીલીધું, એક પગથી તમામ પૃથ્વી ભરીલીધી; અરધા ડગલાને માટે કાંઈ જગ્યા ન રહી ત્યારે બળીરાજાએ તે પગલું પોતાના વક્ષઃસ્થળપર મુકવા દીધું. ૩ માગણની એક જાત છે. કહે છે કે એ નાગમંગાના માગવાથી સર્પ પોતાની ઝેરી વાસના મૂકી દેછે.

અંતર આંગળ ચારનું, સાચ જૂઠમાં હોય;
સહુ માને દીઠી ખરી, સુણી ન માને કોય. ૩૫૬
લઇએ પોતે પળિ શકે, નિજ પણ તેવું નિદાન;
ગજુ ગરીબનું શું કરે, રાજા જેવું દાન. ૩૫૭
નિર્બળ જન પણ નર્બો શકે, હોય સબળનોં સહાય;
કાચતણા ફાનસ વિષે, દીપ ન વાર્યો બુઝાય. ૩૫૮
કાર્ય નહી કારણ વિના, નિશ્ચય માન વચન;
કરે રસોઈ જો મળે, આગ ઇંધન જળ અન્ન. ૩૫૯
પડ્યોં વિપત્તથી છુટીએ, કરિયે જોર ઉપાય;
વિના યત્ન ક્યમ નીકળે, પૃથ્વિમાં પડયું નાવ. ૩૬૦
સુખ દુખ લઇએ કોથકી, જગ લાલચુ એ ઠાટ;
અહિકરંડ[1] ઉંદર પડયો, ભખિ નિકળ્યો એ વાટ. ૩૬૧
પ્રેરક યોગે થાય છે, કારજ સિદ્ધ નિદાન;
ધનુષ્ય ચઢચાર્યો ન ચાલશે, વિના ચલાવ્યે બાણ. ૩૬૨
થાય ભલાનો સુત ભુંડો, ભલો ભુંડાનો હોય;
નિપજે કાજળ દીપથી, કમળ કાંપથી સોય. ૩૬૩
હાર વડાની જીત છે, અબળ ન સમજે સાર;
હારીને હરીએ કર્યો, કાળયવન સંહાર. ૩૬૪
થાય ભલા ચાકર થકી, ધણીનું સારૂં કામ;
જ્યમ અંગદ હનુમાનથી, સીતા પામ્યા રામ. ૩૬૫
વિનાશ કાળે સહુ તણી, ઉપજે મતિ વિપરીત;
સીતા હરી જો રાવણે, રઘુપતિ માર્યો દૈત્ય. ૩૬૬
ધનવાળો તે દે કશું, નિર્ધન દે નહિ કાંય;
નાગો શું નીચોવશે, સ્નાન કરી જળમાંય. ૩૬૭

---

૧ સાપનો કંડિયો.

સુખ સમાગમ સુજનનું, દુર્જન મળે જણાય;
મીઠાસ ઇક્ષુની[1] માનિએ, જવ મુખ નિંબ ચવાય. ૩૬૮
ભાવ હોય તો ઉપજે, પ્રેમ સુજનને અંગ;
ફરી ફરી રંગ દીધા વિના, ચઢે ન ઘેરો રંગ. ૩૬૯
સુખ જેના સંયોગથી, વિપત વિયોગે હોય;
ખિલે કમળ રવિ ઉગવે, તે વણ મિચાય સોય. ૩૭૦
જૂઠ કરી કરીએ જતન, કારજ કથળે કેમ;
જોઇ ખેતરમાં ચાડિયો, મૃગ નાસે છે જેમ. ૩૭૧
પ્રેમ નેમના પંથનું, છે અતિ અદ્ભુત રૂપ;
પિયુ હૃદય નવ ભેટતાં, શરદ સમાને ધૂપ. ૩૭૨
દુખદ હોય પણ સુખ કરે, સુખદ સંગ જો થાય;
ઘટ જળ ભીના વસ્ત્રથી, પામે શીતળતાય. ૩૭૩
સરખો સહાય મળ્યા વિના, દુખ દેછે દુખદાઇ;
ઘટ જળ ભીનાં વસ્ત્રપણ, તમે કરે લુ વાઇ. ૩૭૪
કારજ તો સુધરે ખરૂં, જો સમજીને થાય;
અનાવૃષ્ટિ અતિ વૃષ્ટિથી, કણસલાંય કરમાય. ૩૭૫
સજ્જનતા નહિ સાંપડે, કરો યત્ન હર કોય;
ખેંચી ફાડી નિરખિએ, લોચન વડાં ન હોય. ૩૭૬
વણયુક્તિ વાણિ વદે, તે નિંદાય નિદાન;
ડગલા પર જયમ અર્ગલો, ઉપર કવચ પરિધાન[2]. ૩૭૭
બનિ ઠનિ ઉપજાવે રૂચિ, ધરે અભિમાન નિદાન;
પંચામૃત જેમ પોખીને, ખારૂં ઉષ્ણ જળ પાન. ૩૭૮
તન આપે લવ આપતાં, મન મળ્યાની લવ લાજ;
વશ નાજુક અંકુશથી, ગિરિ સમો ગજરાજ. ૩૭૯

---

૧ શેરડીની. ૨ ઉપરનું વસ્ત્ર.

ક્યમ આવે વડિવાત શુભ, લઘુ નરના મુખમાંય;
જ્યમ બકરીના મુખ વિષે, કાલીંગડુ ન સમાય. ૩૮૦
હોય નિભાવ ન આપણો, લેઈએ સંગ સમાજ;
ઉંદર દરમાં માય નહિ, બાંધ્યું પુચ્છથી છાજ. ૩૮૧
રહે પ્રજા ધન યત્નથી, જ્યાં બાંકી તરવાર;
તે ફળ કોઇ ન લઈ શકે, જ્યાં કાંટાની ડાળ. ૩૮૨
પરિચય જે જનને હશે, તેજ કરે અનુમાન;
રૂપિયાને ખોટો ખરો, ક્યમ કહિ શકે અજાણ. ૩૮૩
વિના પ્રયોજન ભૂર્ખોને, નહિ રચવો કંઈ ઠાઠ;
જે ગામે જાવું નહી, પૂછો નહિ તે વાટ. ૩૮૪
આપ મુખે શું વખાણિએ, ભલી ભુંડીનો જોગ;
ધન વૃષ્ટિની વાત એ, કહે વાટના લોક. ૩૮૫
કોઈ દિન ક્ષણ આવિ વસે, સજન ઠરે ચિત માંહિ;
ચિત્ર મહાવત હસ્તિપર, ચઢયો તે ઉતરે નાહિ. ૩૮૬
જાણે તે પૂછે કશું, આદિ અંત વરતાંત;
ઘર જન્મેલા પશુતણા, દેખે શું કોઈ દાંત? ૩૮૭
કહેવું એક કરવું અવર, જગત તણી રીત સોય;
બતાવવા ખાવા તણા, ભિન્ન દાંત ગજ હોય. ૩૮૮
આપ રહે નહિ આચરે, એવો અર્થ ગણાય;
આપ જાય નહિ સાસરે, બોધ બીજાને થાય. ૩૮૯
કહેવું તે કરવું સહી, પ્રથમ કરી નિરધાર;
પાણી પી ઘર પૂછવું, નહીં એ સરસ વિચાર. ૩૯૦
પછીથી કારજ સાધિયે, પ્રથમ યત્ન કરી ન્યાળ;
મ્હોટા કહેછે બાંધવી, પાણી પ્હેલી પાળ. ૩૯૧
સલાહ પૂછે શત્રુ કદિ, સુણાવિ દેવી સાચ;
ભીષ્મે પાંડવને જુઓ, મર્મ બતાવ્યો સાફ. ૩૯૨

હેતુ આગળે ઉચરે, ભલી ભુંડી જે કાંય;
કરે ચોર ચોરી તદા, સત્ય કહે ઘરમાંય. ૩૯૩
સંપતિ ગયે વિલાસનાં, ઈચ્છે સુખ નહિ કોય;
મૂળથી ઝાડ ઉખેડિયું, ફળ ફુલ ક્યાંથી હોય. ૩૯૪
રણ સન્મુખ પગ શૂરના, વચન કહે જે સંત;
પાછા પેસે નવ કદી, ગજના નિકળ્યા દંત. ૩૯૫
વણ પૂછે પણ દે કથી, સજ્જન પ્રીતિનાં વેણ;
શુકન ભાવ જેમ ચોરને, કહી આપે ગમ રેણ. ૩૯૬
તજિને જાય વિદેશ પણ, સજન રહે મનમાંહિ;
દૂર જાય પણ કુંજની, સુરતિ રહે સુત જ્યાંહિ. ૩૯૭
વિદેશ જાય વિછોડિને, સજ્જન વિસરે કેમ;
દૂર થયેલા કુંજની, સુરતિ ઈંડાંમાં જેમ. ૩૯૮
વસવું ઠામ વિચારીને, દુષ્ટનો ગતિ ન જ્યાંય;
ડર ભમરાને નહિ કદી, જયમ ચંપક વનમાંય. ૩૯૯
નિર્ધન પણ દે દાન તો, તેનાં થાય વખાણ;
દુબળો તોય વખાણિયે, ગજ દે જવ મદદાન. ૪૦૦
વિચારવણ જન અવરની, વાત સત્ય નહિ થાય;
અંધારી રાતે પડી, દીસે દોરી અહિ પ્રાય.[1] ૪૦૧
લાગે ફીકી જુઠવિના, અધિક જૂઠ દુખખાણ;
જૂઠ એટલી બોલિયે, જયમ આટામાં લુણ. ૪૦૨
થઇએ જોઈ ઠામને, કુટિલ સરલ ગતિ આપ;
ફરે બ્હાર વાંકો ચુંકો, દરમાં સીધો સાપ. ૪૦૩
વસી એકઠા સજન ખળ, તજે ન ગુણ નિજ જાત;
મણિ વિષહર, વિષકર સરપ, સદા વસે વળિ સાથ. ૪૦૪

૧ ઘણું કરીને.

ભલા ભુંડું જો આદરે, શકશે કોણ નિવારિ;
શિતળ વિમળ પાવન કરણ, વહે નીચ ગતિ વારિ. ૪૦૫
ચહે ઉભયજન મિલન તો, મિલન થાય નિરધાર;
એકજ હાથે તાળિ કર, વાગે નહિ કો વાર. ૪૦૬
દુષ્ટ હૃદયના વદનથી, મધુર ન નિકળે વાત;
જયમ કડવી વેલીતણાં, ફળ મીઠાં ન ચખાય. ૪૦૭
સ્નેહવિષે લુખાં વચન, વદે થાય રસભંગ;
વિણા બજે જયમ તારથી, ત્રુટે રહે ન રંગ. ૪૦૮
આપ અકારજ આપણું, કરે કુબુદ્ધિ સાથ;
કહોવાડી નિજ પાયમાં, મારે મૂરખ હાથ. ૪૦૯
તેતણું તો કરવું જતન, કહિએ જે આધાર;
કો કાપે તે ડાળને, બેઠો છે જે ડાળ. ૪૧૦
ન્યાયપથે બગડે કશું, તો ન કરો કો શોષ;
ધાડ પડે ધોરી પથે, દેશે નહિ કો દોષ. ૪૧૧
ભલી ભલી ભાખે ભલા, દાખવતા નહિ દોષ;
સૂરદાસ કહિ અંધને, ઉપજાવે સંતોષ. ૪૧૨
સદા સ્થાન પ્રધાન છે, બળ ન પ્રધાન બતાવ;
નાગ ડરાવે ગરૂડને, હરઉર હાર—પ્રભાવ. ૪૧૩
વિધા નારદી જેહમાં, ખુવે ન ખાલી લાગ;
પેશ ચોર ભંડારમાં, ધણીને કહે તું જાગ. ૪૧૪
નિર્ભાગીને નહિ મળે, ભલિ વસ્તુનો ભોગ;
દ્રાખ ફળ્યે મુખપાકનો, થાય કાગને રોગ. ૪૧૫
સહુ કો ઈચ્છે છે રૂડું, સખા આપણો હોય;
ચક્રવાક રવિનો ઉદય, ચકોર શશિનો સોય. ૪૧૬
શ્રેષ્ઠવંશ સંતતિ સરસ, નીચ કદી નવ હોય;
કંચન કેરી ખાણમાં, કાચ ન ઉપજે કોય. ૪૧૭

શૂરવીરના વંશમાં, શૂરવીર સુત હોય;
જ્યમ સિંહણના ઉદરમાં, હરણ ન નિપજે કોય. ૪૧૮
કરે ન કદિ નર સાહસી, દીન હીનનું કાજ;
ભુખ્યો રહે પણ ઘાસને, ભક્ષે નહિ મૃગરાજ.[1] ૪૧૯
માની નર કદિ નીચથી, નહીં જાચવા જાય;
શિયાળ પાસ ન માગશે, ભક્ષ ભુખ્યો મૃગરાય. ૪૨૦
છોટાથી મોટાતણું, કદી ન માઠું હોય;
કિંચિત આગ ન કરી શકે, તમ સમુદ્રનું તોય.[2] ૪૨૧
નીચ પણ ઉત્તમ સંગથી, ઊત્તમ જેવો થાય;
ગંગસંગ જળ અવર પણ, ગંગોદક લેખાય. ૪૨૨
થાય ચતુરની ચાતુરી, અધિક ચતુરને સંગ;
નંગ વિમળનું ડાંખથી, વધે તેજ છબિરંગ. ૪૨૩
પ્રત્યક્ષ ચોખું પેખિયે, વર્ણવશે શું કોય;
ચાહિ કોણ દર્પણ થકી, કરકંકણને જોય. ૪૨૪
સહજ શીલ ગુણ સુજનતા, શકે ન ખળ કરી ભંગ;
રત્ન દીપની જ્યમ શિખા, બુઝે ન વાયુ-પ્રસંગ. ૪૨૫
રતિરસ શ્રુતિરસ રાગરસ, પામી અવર ન ચ્હાય;
ચાખ્યો ભ્રમર મધુ કમળનો, ઈક્ષુરસે[3] નહિ ધાય. ૪૨૬
મોહ મહાતમ[4] મન રહે, જ્યાં લગી થાય ન જ્ઞાન;
ક્યહાં મહાતમ[5] રહિ શકે, પ્રગટ થાય જવ ભાણ. ૪૨૭
મૂર્ખ ચતુરની સેવનું, એહ સ્વરૂપ મન થાપ;
થળમાં રોપે કમળ જ્યમ, બધિર કર્ણ જ્યમ જાપ. ૪૨૮
ત્યમ સેવા રાજા તણી, કઠણ કહી વરણાય;
જ્યમ ચુંબન સાપણવદન, મિલન સિંહનું થાય. ૪૨૯

૧ સિંહ. ૨ પાણી. ૩ શેરડીના રસે. ૪ મોહનું મોટાપણું.
૫ મોટો અંધકાર.

પંડિત કાં વનિતા લતા, આશ્રય લહિ અભિરામ[1];
છે માણિક બહુ મૂલ્યનું, હેમજડિત છબિધામ. ૪૩૦
એક ગુણથી શોભા લહે, અવગુણ એક ગણાય;
શોભે સ્તનની પુષ્ટતા, કટિ પાતળી વખણાય. ૪૩૧
સુજન સુજનને દર્શને, પામે જીવ સંતોષ;
મળે કચ્છપનાં વત્સને, મીઠી દૃષ્ટિથી પોષ.[2] ૪૩૨
આપે ફળ સંપત્તિ સહુ, સુહૃદ જનોની પ્રીત;
દૂર તોય રવિ ઉદય જ્યમ, કરે કમળ પ્રફુલિત. ૪૩૩
લઘુ પામે પદવી ઉંચી, પડે તુરત તે હેઠ;
ઘનથી જળ ગિરિપર પડે, ઢળે ગિરિથી નેટ. ૪૩૪
સરવ આપ સરસાઈની, વદે ગોઠવી વાત;
વેશ્યા વરસ ઘટાડશે, જોગિ વધારે જાત. ૪૩૫
પોતાની લાલચ થકી, દુખને આપે દાવ;
કર્ણ વિંધી વાળી ધરે, ખાય ગોળ કરી ભાવ. ૪૩૬
ગરથી ગુણિને યોગ્ય એ, ધન અર્પે ધરિ હેત;
સગુણ પાત્રને કૂપ પણ, જળ દે' મળતાં વેત. ૪૩૭
સહિત સ્નેહ ગુણ હોય તો, શોભા તેવી થાય;
દીપક વાટ દિવેલથી, કરે પ્રકાશ સદાય. ૪૩૮
સુણી સુખ મીઠી વાતનું, કો કટુ વાત ચહાય;
ચાખી દ્રાખના સ્વાદને, કોણ લિંબોળી ખાય. ૪૩૯
સુણી ન જ્યાં લગી રસકથા, કુડી કથાને ચ્હાય;
દ્રાખ ચાખી નથી જે જને, મિષ્ટ લિંબોળી મનાય. ૪૪૦
પ્રેમી પ્રીત ન છાંડશે, પણથી થશે ન હીન;
મરી પુરાયે ઉદરમાં, જળ ઇચ્છે છે મીન. ૪૪૧

---

૧ સુંદર. ૨ પોષણ.

અતિ ઉદારતા મહતની, કેટલોં વરણે કોય;
ચાતક જાચે ઘન જરા, ઘન રેલે જ્યમ સોય. ૪૪૨
મોટા મનગમતું કરે, કરવા મત ઉર ધારિ;
હરિ ગિરિ તાર્યાં જળધિપર, કરી શિલાની[1] નાર્રી. ૪૪૩
અવસર વીત્યે યત્ન કંઇ, કરવો નહિ અભિરામ;
પાણી વહી ગયા પછી, કરી પાળ શે કામ. ૪૪૪
દુષ્ટ સંગ વસિયે નહીં, દુખ ફળ એથી થાય;
વાંસ ઘસાઇ અગનથી, વન આખું બળિ જાય. ૪૪૫
કરે અનાદર ગુર્ણોતણો, શોભા તેની જાય;
ગજકપોળ શોભા ઘટે, ઉડાવિ અલિ[2] મૂકાય. ૪૪૬
કો કો ગુણથી ઊપજે, અતિશય દોષ શરીર;
વાણી મધુરી ઊચરી, પડે પિંજરે કીર[3]. ૪૪૭
ભલા ભુંડા સહુ કો નભે, શ્રેષ્ઠ પુરૂષને સંગ;
સોમ સરપ જળ અગ્નિ એ, વસે શંભુને અંગ. ૪૪૮
કહ્યા વિના પણ સતપુરૂષ, પરની પૂરે આશ;
કોણ કહેછે સૂર્યને, ઘરઘર કરે પ્રકાશ. ૪૪૯
નીચ કદી નવ છેડિએ, રંચ નીચનો સંગ;
પથરો નાંખો કીચમાં, ઉડી બગાડે અંગ. ૪૫૦
હીન ગણી ન વિરોધિયે, થાય ઘણો દુખદાય;
ધૂળને ઠોકર મારિએ, ઉડી શીશપર જાય. ૪૫૧
કરે નહીં ઉપકરણથી, કાજ સિદ્ધ બળવાન;
વસિ વન મુનિ મૃગ સંગમાં, કર્યું અગસ્ત દધિપાન. ૪૫૨
દીધા વિના કશું ના મળે, સમજે એ સહુ કોય;
પાન ખરે તરૂ શિશિરમાં, સુરભિ સપલ્લવ હોય. ૪૫૩

૧ શાપથી શિલારૂપ થયેલી અહલ્યાને રામચંદ્રે સ્પર્શથી પૂર્વવત્ કરી હતી. ૨ ભમરા. ૩. પોપટ.

એ નિશ્ચય કરિ જાણિયે, જાનારૂં તે જાય;
ગજે ગળેલા કોઠનો, ગર્ભ જેમ ગત થાય[1]. ૪૫૪
શું થયું દૂર સમીપથી, થનારૂં તે તો થાય;
સિંચે મૂળ શ્રીફળ તણાં, ફળમાં પાણી ભરાય. ૪૫૫
આવ્યે આદર નવ કરે, રીઝાવા પછી ધાય[2];
નાગ ન પૂજે ઘરવિષે, રાફ પૂજવા જાય. ૪૫૬
જરા અનાદર પામીને, ગુણી ન કરો અંદેશ;
કરશે જો મુદ્રા હશે, સર્વ કોઈ આદેશ. ૪૫૭
સમય ઉપર નિજ નિજતણા, સહુનો આદર હોય;
ભોજન વ્હાલું ભૂખમાં, તરસે વ્હાલું તોય. ૪૫૮
જે થાયે તે રીતથી, વણરીતે નવ હોય;
ખાય મુખેથી અન્ન જન, નાકથી ખાય ન કોય. ૪૫૯
ડરો જેથી કરીએ જતન, તે ઉપજે અનિવાર;
વાગેલામાં વાગશે, અવશ્ય એ નિરધાર. ૪૬૦
મીઠી કોઈ વસ્તુ નથી, મીઠી મનની પ્રીત;
અફીણિ સાકર છોડિને, ખાય અફીણ ગણિ હિત. ૪૬૧
મ્હોટમ મોટી આપિયે, જો નીચથી નિજકામ;
ખર ભૂંકણ પંથી સુણી, કહે વિનાયક નામ. ૪૬૨
શું થયું જો કદિ નીચને, મ્હોટમ દે જન કોય;
નામ વિનાયક આપવે, ખર ન વિનાયક હોય. ૪૬૩
ભલો ભુંડો વરતાય છે, જાણો વચનના બંધ;
એક કહે સુર અંધને, અવર અંધને અંધ. ૪૬૪
કરતા જન જાણી બુઝી, આપનું હિત અનહીત;
જુઠી સાચી વાત પર, જણ બે લખી દે સિદ્ધ. ૪૬૫

૧ જતો રહે. ૨ દોડે.

ચિરંજીવ તનને તજે, જગમાં રહે સુવાસ;
ફૂલ જાય પણ ફૂલની, વસે તેલમાં વાસ. ૪૬૬
ઘણા થયા શા કામના, ભાર નિભાવણ એક;
શેષ ધરે વસુધા શિરે, મેડક[1]-ભક્ષિ અનેક. ૪૬૭
થાય ન વૃદ્ધિ પાપથી, વૃદ્ધિ ધર્મથી ધાર;
સુણ્યો ન જોયો સિંહનો, મૃગ જેવો પરિવાર. ૪૬૮
નાણી જોતાં નહિ જરી, મુખમાં ભરી અતિ પ્રીત;
મૃગજળમાં જેમ ઉપજે, જળ જેવી પરતીત. ૪૬૯
ભાવ ઉપરના ભાસમાં, અંતર પૂરો ખાર;
કપટી જનની પ્રીતિ જ્યમ, જીરાની ફડસાળ. ૪૭૦
અબળ સબળના પક્ષથી, કરે સબળશું ઘાત;
ગદ્ધી હિમાયતી તણી, હણે અશ્વને લાત. ૪૭૧
દોષ ધરેછે ગુણવિષે, જેનું હૃદય મલીન;
ધર્મીને ઢોંગી કહે, ક્ષમાવાન બળહીન. ૪૭૨
ઉભય ગતિ મ્હોટાતણી, માલતિની જ્યમ થાય;
ચઢે વિષ્ણુને શીર કાં, વનમાં પડિ વણસાય. ૪૭૩
ડરિયે સહુ વિધિ દુષ્ટથી, રહિયે જતન સહિત;
શંભુ સુધાકર શિર ધર્યો, વિખ વિષધર નિમિત્ત. ૪૭૪
ખરચે ખાય ન સુમ ધન, ચોર સર્વ હરિ જાય;
પછી જેમ મધુમક્ષિકા, હાથ ઘસી પસ્તાય. ૪૭૫
જનમાં જન બહુ તદપિ મન, વિના સુજન અતિ ખિન્ન;
શશિ તારા નિશિએ ભલા, રવિવણ મલિન નલીન. ૪૭૬
કહેવાથી જે જાણિએ, તેજવંત નહિ સોય;
હાથ દીપ લઈ દેખીએ, એવી આગ ન હોય. ૪૭૭

---

૧ દેડકા.

ખળ નિજ દોષ ન દેખશે, પરદોષે અનુરાગ;
જુએ ન પગ નીચે પડી, જુએ સર્વ ગિરિ આગ. ૪૭૮
જેવો જેવો ગુણ અધિક, તેવો મળશે તાલ;
અહિઉર, વિષગલ, અનલદૃગ, શિવ ધરિયો શશિભાલ. ૪૭૯
દેશે કદિ નિર્ભાગિને, દે પણ નહિ લેવાય;
પડે દૃષ્ટિએ જ્યાં વસુ, મીંચી આંખ ચલાય. ૪૮૦
દિવસ ભલા કથળે ન કશું, રહો નિરાંતે સોય;
ચોરી કરવા આવશે, ચોર આંધળો હોય. ૪૮૧
દાન દીનને આપિયે, ભાગે દળદર ભૂખ;
ઔષધ તેને આપિયે, હોય રોગનું દુઃખ. ૪૮૨
પડિ આગળ સહુથી પ્રથમ, વદો ન વાત કદાય;
સુધરે કાજ સમાજ ફળ, બગડયે ગાળો ખાય. ૪૮૩
વિપત સમય આવી ચઢે, મિત્ર શત્રુ થઈ જાય;
દોતાં વછ બંધન થશે, થંભ માતનો પાય. ૪૮૪
ઉત્તમ વિદ્યા સાધિયે, જદપિ નીચશું હોય;
પડયું અપાવન સ્થળવિષે, કંચન તજે ન કોય. ૪૮૫
નિશ્ચય વિપત્તિ નીપજે, કરે પ્રીતિ અરિ સંગ;
સિંહ સંગથી મૃગતણું, થાય અંગ કદિ ભંગ. ૪૮૬
શત્રુ હશે ઘર આવશે, દે સજ્જન સુખ ચાહિ;
કાપે તરૂ મૂળ કોય પણ, દે છાંયો સુખદાઈ. ૪૮૭
તેનું ભુંડું ન તાકવું, જગ સુખદાયક જેહ;
છાંય ફૂલ ફળ દે તરૂ, નાશ થાય ક્યમ તેહ. ૪૮૮
દુષ્ટ ભાવ મન મુખ મધુર, તેની કરો ન પ્રીત;
ભીતર વિષ પય ઘટ ભર્યો, અડો નહીં કો રીત. ૪૮૯
દુષ્ટ ન છાંડે દુષ્ટતા, પદવી પામી શ્રેષ્ઠ;
જ્યમ વિષ તજે ન શ્યામતા, શિવકંઠે વસિ નેટ. ૪૯૦

વણ વિચાર ઉદ્યમ કર્યે, કારજ સિદ્ધ ન થાય;
રોગ ન જાણ્યે ઔષધી, ખાધાથી જીવ જાય. ૪૯૧
ભૂપ અનીતિ દોષથી, ચૂકે મંત્ર પ્રયોગ;
કરે કુપથ તે પુરૂષને, ક્યમ નહિ ઉપજે રોગ. ૪૯૨
શાસ્ત્ર વેદ શું કરી શકે, જો સમજે નવ મૂર્ખ;
દોષ ન દર્પણનો કશો, અંધ ન દેખે મુખ. ૪૯૩
દયા દુષ્ટના દિલવિશે, ઉપજે કદી ન એમ;
હિંસા તજવી હરિઉરે, જરૂર ન આવે જેમ. ૪૯૪
પ્રીતી તૂટે પણ સુજન, મનથી હીત ન જાય;
કમલનાલને તોડિયે, તદપિ તંતુ લંબાય. ૪૯૫
સજ્જનનાં પ્રિય વચનથી, મન સંતાપ ટળાય.
જ્યમ ચંદનના નીરથી, તનનો તાપ તજાય. ૪૯૬
સુજન વચન દુર્જન વચન, અંતર સાફ જણાય;
એક ગમે સહુને સરસ, અવર ન કોઈ સુહાય. ૪૯૭
દડો ખેલનો, ધન વળી, બેનો એક સ્વભાવ;
પળમાં આવે હાથમાં, પળમાં કરથી જાય. ૪૯૮
વિભુને ચિંતા વિશ્વની, કરો ન આપણ કાંય;
જન્મ થતા પ્હેલાં ભરે, દૂધ માત સ્તન માંય. ૪૯૯
ધન વા જોબનનો ગરવ, કદિ પણ કરિએ કેમ;
લોપ થાયછે નિમિષમાં, વાદળ છાંયા જેમ. ૫૦૦
નૃપ તસ્કર જળ અનલથી, ધનને તો ભય થાય;
જ્યમ જલ થલ નભ વાસિખગ, મીનમાંસને ખાય. ૫૦૧
વડા વડાને વિપત્તિથી, લે છે અચુક ઉગારિ;
જ્યમ હાથીને કીચથી, લેછે હસ્તિ ઉધારિ. ૫૦૨
વડા કષ્ટથી પણ વડા, કરે ઉચિત જે કાજ;
સર્પાપ શિયાળ તજી શોધિને, હણે સિંહ ગજરાજ. ૫૦૩

આહાર જેનો જેટલો, જડે રજક તે જોગ;
કીડી [1]કુર્કટ કણ મળે, મણભર હાથી ભોગ. ૫૦૪
બહુ ગુણ શ્રમથી ઊંચપદ, લેશ દોષથી પાત[2];
માંડ ચઢે ગિરિપર શિલા, ઢાળો તો ઢળિ જાય. ૫૦૫
વશ કરીએ લઘુ વેરિને, સાધી લઘુ ઉપચાર;
મરે ન મૂષક સિંહથી, મારે તે માંજાર. ૫૦૬
વડા વડાથી રીશ કરે, નર લઘુથી ન રીશાય;
તરૂ કઠણ તોડે પવન, કોમળ તૃણ બચ્યાં જાય. ૫૦૭
સેવક તેને જાણિએ, રહે વિપતમાં સંગ;
તન છાંયા જયમ ધૂપમાં, રહે સાથ એક રંગ. ૫૦૮
ભુંડું પણ લાગે રૂડું, લઇએ રૂડે કામ;
ત્રિયા નયન રૂડાં દિસે, કાજળ યદ્યપિ શ્યામ. ૫૦૯
જોરાવરનો છે કર્યો, વિધિએ સર્વ ઉપાય;
ગજ અંકૂશ તિમિર દીપ, જળનિધિ નાવ જણાય. ૫૧૦
દુષ્ટ વસે જે ઠામમાં, ત્યાં તે કરશે હાનિ;
અગ્નિ ક્યાંઇ પણ રાખિયે, કરે બાળિ તે વાનિ[3] ૫૧૧
તેજ વિનાના નરતણી, નેટ અવજ્ઞા હોય;
આગ બળી થઈ રાખને, આવી અડે સહુ હોય. ૫૧૨
સ્વભાવ વરતી વશ કરો, કરી બુધ વચન વિવેક;
પુષ્ટ એક લાકડી થકી, કૃશ તનુ સુઠીથી એક. ૫૧૩
નેહ નારીનો નીચથી, કૃપણ દ્રવ્ય ઘરમાંય;
પ્હાડ ઊપર વૃષ્ટિ પડે, વૃષ્ટિ ખાડીમાં થાય. ૫૧૪
ગુણવંતા નર જ્યાં રહે, ત્યાંની શોભા થાય;
ધરે દીપ જે ઠામમાં, ત્યહાં પ્રકાશ સુહાય. ૫૧૫

---

૧ કૂકડો. ૨ પડવું. ૩ રાખ.

નર પોકળ તજી પૂર્ણ નર, દે આદર સહુ કોય;
ઘટ ખાલી કૂપ નાંખિયે, ભર્યો ખેંચિયે સોય. ૫૧૬
પ્રાપ્ત થવાનું હોય જે, આવેછે મળિ તેહ;
મેવો કોશ હજારનો, જાય ઠામ બહુ જેહ. ૫૧૭
પ્રાપ્ત થવાનું હોય જે, તે સેહેજે મળિ જાય;
પોખે ખગ નિજ બાળને, કહો આપ શું કમાય. ૫૧૮
ખળ સજ્જનના ચિન્હના, ભાગ ભિન્ન સમજાય;
પ્રકાશે નિર્ગુણ છિદ્રને, સગુણ ઢાંકતો જાય. ૫૧૯
[1]તુલાસૂઇની તુલ્યતા, જોઈ સુજનની રીત;
ગૌરવતા ભણિ તે નમે, હલકૂ તજી ખચીત. ૫૨૦
સરખી ભલા ભુંડાતણી, મૂઢ મને પરતીતિ;
ગુંજાસમ તોળે કનક, પલ્લાની એ રીતિ. ૫૨૧
જે દિશ ભય તે દિશ ભણી, જવું ન ધરેં ઉલ્લાસ;
ગજ પણ પગ ધરતો નથી, વસે સિંહ જ્યાં વાસ. ૫૨૨
સિદ્ધ થાય કારજ સરવ, જેને મન વિશ્વાસ;
હાથા લીપણના પુજે, ત્રિયા ધરી ઉર આશ. ૫૨૩
અધિક દ્રવ્ય સંચય જ્યહાં, ચોર રાજ્ય ભય હોય;
પડે વીજ કાંસા ઉપર, કહે સર્વ જન કોય. ૫૨૪
જાણી કરેં અનુચિત કરે, ઉપાય ત્યાં શો થાય;
ઘોરેં રહે જે જાગતાં, કેમ જગાડ્યો જાય. ૫૨૫
જ્યાં ત્યાં સજ્જન નવ મળે, ગુણ ગૌરવ જગમાંહિ;
ભર્યાં તેજ પાણી થકી, પ્રતિ ગજ મુક્તા નાહિ. ૫૨૬
શોભે નવ વિદ્યા વિના, હોય સુરૂપ કુલીન;
કેસુડાં નહિ શોભશે, જે છે વાસવિહીન. ૫૨૭

---

૧ ત્રાજુવાનો કાંટો.

એકજ ભલા સુપુત્રથી સર્વે કુળ સોહાય;
સરસ સુવાસિત વૃક્ષથી, બધું અરણ્ય મ્હેકાય. ૫૨૮
કહે છે ગુરૂમુખ નહિ ભણ્યો, પોથી અર્થ વિચાર્યો;
શોભા શી રીત પામશે, જાર ગર્ભિણી નાર્યો. ૫૨૯
બુદ્ધિબળ જેને વિષે, ધરે ન રિપુનો ત્રાસ;
ધનબિંદુ શું કરી શકે, ધરવા છત્રી પાસ. ૫૩૦
ક્ષમા ખડ્ગ ધારણ કરે, ખળથી શું પર્છો થાય;
પડે આગ જ્યાં તૃણ નહીં, આપે ઓલઇ જાય. ૫૩૧
એકજ સ્થળ વિશ્રામનું, ટાળ્યું તે ન ટળાય;
જ્યમ પંખેરૂ જહાજનાં, ઉડી પાછાં ત્યાં જાય. ૫૩૨
જ્યાં જેવો અપરાધ છે, તેવો દંડ અપાય;
ઘોલ ચીભડાં ચોરને, દ્રવ્ય ચોર જીવ જાય. ૫૩૩
ઓછા નરના ઉદરમાં, મોટી વાત ન માય;
અર્દ્ધ શેરના પાત્રમાં, શેર ક્યમે ન સમાય. ૫૩૪
સ્હાવો મારગ સત્યનો, સાચે રાચે રામ;
બળે ન સાચો આગથી, જૂઠો જળે નિદાન. ૫૩૫
ગુપ્ત વાત ત્યાં લગી રહે, કરે મળી જણ બેય;
જાય ત્રિજાને કાન જ્યાં, જાણી જાય સહુ તેય. ૫૩૬
ગૂઢ વાત ગુરૂજન વિના, શકે ન રાખી કોય;
હેમ ધાતુના પાત્રમાં, રે' વાઘણ દૂધ સોય. ૫૩૭
ગયું અતિધન પછિ અલ્પ ધન, સુજન ન લહે જરૂર;
લાખોમણ લુંટઇ ગયે, થોડા ગણે ન ઉર. ૫૩૮
ભાર ઉતારી સહુ ભૂતથી[1], ધીર નર શિર ધરાય;
નીર નવાણે પામિયે, વર્ષાઋતુ વહિ જાય. ૫૩૯

---

૧ પ્રાણી માત્રથી.

શીયળ કુળ શ્રુત ચાતુરી, પુરૂષ પરીક્ષા જાણ;
તાડન, છેદન, કસ થકી, પડે સુવર્ણ પિછાણ. ૫૪૦
જેને જેથી ઠૉક પડે, મળૉ આવે તે જોગ;
મળે જુવારી ચોરને, શાહર્થૉ શા' સંજોગ. ૫૪૧
વિમુખ થાય શૂર તોય ફરિ, લઢે ધરી ઉત્સાહ;
શું થયું કદિ કોઈ સમે, નાઠો તોય વરાહ[1]. ૫૪૨
પ્રીતિ કદી નવ જોડિએ, જોડિ તોડિએ નાહિ;
તોડી જોડો જો ફરી, ગાંઠ પડે ગુણમાંહિ[2]. ૫૪૩
અંતર રંચ ન રાખિયે, જ્યાં પ્રીતિ વ્યવહાર;
અડે ન ઉરથી ઊર ત્યાં, રે' આડો જ્યાં હાર. ૫૪૪
પળ ન પાડિયે, નિરખવું, સજ્જન મુખ સન્મુખ;
ઉદય અસ્તલગૉ એકટગ, જુએ ચકોર શશિમુખ. ૫૪૫
સેવક રાયતણા વડા, વૉરતા વડી વડાઈ;
જેટલું જળ ઊંચું ચઢે, વધે સરોજ સદાઈ. ૫૪૬
ઓછા નરના ઉરવિષે, પ્રેમ ન પૂર્યો જાય;
સાગર કેરૂં સલિલ[3] જ્યમ, ગાગરમાં ન સમાય. ૫૪૭
નર્થૉ નર જે દૃઢ ચિત્તમાં, રહે ન ત્યાં રસ ટેક;
જળ જ્યમ કાચા ઘટવિષે, રહે નહીં ક્ષણ એક. ૫૪૮
રસ પોખ્યાવણ પણ રસિક, રસ ઉપજાવે સંત;
વણ વરસે રહે રસ ભર્યાં, જેવાં વૃક્ષ વસંત. ૫૪૯
મન ભાવતું મળવાતણું, ઉપજે સુખ અગાધ;
શબ્દ કરે થન થન કરે, મોર સુણી ઘનનાદ. ૫૫૦
વિરહીજનના મનવિષે, રહે ન બુદ્ધિ-બોધ;
ફર્યા પૂછતા ચર-અચર[4], રાઘવ સીતા શોધ. ૫૫૧

---

૧ સુઅર. ૨ દોરીમાં અથવા પ્રીતિના ગુણમાં. ૩ પાણી.
૪ જડ ચૈતન્ય.

જ્યાં સજ્જન ત્યાં પ્રીતિ છે, પ્રીતિ ત્યાં સુખ ઠામ;
પુષ્પ હશે ત્યાં વાસ છે. વાસે અલિ[1] અભિરામ. ૫૫૨
પરવશ જે પ્રાણી પડ્યો, વેઠે વિપત અપાર;
જૂથ વિખૂટો ગજ સહે, બંધન અંકુશ માર. ૫૫૩
ગુણિજન શ્રમ સંકટ સહી, લહે રાજ દરબાર;
વિંધ બંધ મોતી સહે, પછિ ઉરહાર વિહાર. ૫૫૪
મન પ્રસન્ન તન સ્વસ્થ જ્યાં, સ્વેચ્છાચાર વિચાર;
મૃગલોં સંગ મૃગ સુખ લહે, વન વસિ તૃણ આહાર. ૫૫૫
જાય ન જે રહેનાર તે, તદપિ યત્ન વ્યવહાર;
જુઓ સર્વનાં પેખોંએ, જડયાં કમાડ દ્વાર. ૫૫૬
પાસા કેરા દાવ પર, થાય જીત કાં હાર;
ઉઠે સોગઠી ચોકથી, "છક પો"થી ન લગાર. ૫૫૭
સહુને વ્યાકુળતા કરે, એક જઠરની આગ;
જળધિ મધ્ય કિલકિલ પડે, કરીં જળચર ડર ત્યાગ. ૫૫૮
ઉદર ભરણને કારણે, આદમોં કરે ઈલાજ;
નાચે વાંચે રણ ઝુઝે, રાચે કાજ અકાજ. ૫૫૯
ઉદર ભરણનો દીનને, હોત ન તન સંતાપ;
કોઈ કોઇનો ક્યમ સહે, તરફોડાનો[2] તાપ. ૫૬૦
ઉદર ધરણ નરથી ભલો, રાહુ ઉદરથી હીન;
થવું નપડે કદિ તેહને, જન જનને આધીન. ૫૬૧
ઉદર ભરણ ભયથી કરી, હર અર્ધાંગી નાર;
એમ નહીં તો ક્યમ રહે, હજી લગોં તનય કુમાર[3]. ૫૬૨
ભરે પેટ નટ નૃત્યથી, ડરે ન કરે ઉપાય;
ધરે પાય વળોં વરત પર, પડે પાય ખસોં જાય. ૫૬૩

---

૧ ભમરો. ૨ તિરસ્કાર. ૩ કાર્તિક સ્વામી.

હોય શત્રુ એક એકનો, બહુ તેથી બળવંત;
જળનો અનલ, અનિલ સરપ, ગરૂડ કરે અહિ-અંત. ૫૬૪
એક એકથી દેખિએ, અધિક અધિક બળવંત;
શેષ ધરાધર ગિરિધરે, ગિરિવર હરિ ભગવંત. ૫૬૫
દે નહિ પ્રભુ દીધાવિના, દઇએ દે ખરિ વાત;
લૈ તાન્દુલ દ્વિજ[1], ધન થકી, તૃમ કર્યો ભલિભાત. ૫૬૬
યથાશક્તિ આપી શકે, જે કાંઈ જેની પાસ;
કણ તાન્દુલ વિપ્રે દીધા, શ્રીપતિ ધન આવાસ. ૫૬૭
બળવંતાની થાયછે, સહુના શિરપર વાટ;
હરિ રૂક્મિણી હરિ લઇ ગયા, જુએ જોધ સાક્ષાત. ૫૬૮
પંથ અગમ છે પ્રેમનો, નભે ન ત્યાં ઠકરાઈ;
ગોપિકા પાછળ ધુમ્યા, ત્રિભુવનપતિ વનમાંહિ. ૫૬૯
બોલ તોલ નર નફ્ટનો, ક્ષણમાં છટકી જાય;
કર, પદ, મુખ જ્યમ [2]કછપનાં, નિકળે ને છુપિ જાય. ૫૭૦
કોઇપિણ જુઠી વાતનો, કદિ નવ કરો બચાવ;
જૂઠા સંગ જુઠો પડે, પાછળથી પસ્તાય. ૫૭૧
કુળ કપૂત શા કામનો, શોભા શુભ નવ કાંય;
સ્તન જ્યમ બકરી કંઠનો, જળ દુધ નહિ તેમાંય. ૫૭૨
વણસનાર જે વસ્તુછે, કહો સુધારે કોણ;
દૂધ ઉકાલી નાંખશે, સાકર ભ્રાન્તે લોણ[3] ૫૭૩
હાંસી ન કરવી કોઇની, હાંસી ક્લેશનું મૂળ;
હાંસીથી[4] તો થઇપડયું, કૌરવ કુળ નિર્મૂળ. ૫૭૪

---

૧ સુદામા નામનો બ્રાહ્મણ. ૨ કાચબાનાં. ૩ મીઠું. ૪ મશ્કરીથી–પાંડવોને મયદાનવે એક સભા વિચિત્ર પ્રકારની ભેટ કરી હતી તેમાં એવી રચના હતી કે જળ જેવું જણાય ત્યાં જમીન હોય અને જમીન જેવું જણાય ત્યાં જળ હોય. એ સભા દેખાડવાને દુર્યોધનને પાંડવોએ બોલાવ્યો હતો. તે જોતાં જોતાં જ્યાં પાણી જાણી પલળવાની બીકે લૂગડાં ઉચાં

દુર્જન ધરે ન સુજનતા, જતન કરો હર કોય;
જો કદિ જવને વાવિએ, સાળ કદી નવ હોય. ૫૭૫
જગ વિશ્વાસ વધારવો, રહી સાચ થઈ શ્રેષ્ઠ;
જૂઠા જનની સાચોપણ, સાખ ન માને નેટ. ૫૭૬
વડા વડાઈ જાળવે, લહી વિરદની લાજ;
થયા ચતુર્ભુજ ચોરથી, નૃપ કન્યાને કાજ. ૫૭૭
અનુચિત ખરૂં પણ ઉચિત છે, પરખી કરો પ્રમાણ;
વિપ્ર તથા ગુરૂજનથકી, હાસ્યે થાય વખાણ. ૫૭૮
કરીએ હિત જેથી થશે, કોઈ તો કહે હજાર;
વિજય કર્યો છળ બળ થકી, પારથ ભારતવાર. ૫૭૯
કહેવું સુણીએ સર્વનું, કરીએ સ્વહિત વિચાર;
જન સર્વે રાજી રહે, કરિએ તે ઉપચાર. ૫૮૦
પ્રાપ્તિતણા દિન હોય તો. પ્રાપ્તિ વારંવાર;
લાભ મળે વ્યાપારમાં, આમંત્રણ અધિકાર. ૫૮૧
અપ્રાપ્તિને અવસરે, થાય વરો અવિચાર;
પ્રાહુણ ઘર આવી પડે, વણજ ન લાભ લગાર. ૫૮૨
ધનિને આધીન દીન છે, નમાવે શિશ નિદાન;
માનભંગની ભૂમિનું, પેટ કરાવે ભાન. ૫૮૩
લૂખા પાખાથી ઉદર, ભરી તુષ્ટ સંતુષ્ટ;
હેમ ન લાખ કરોડથી, તુષ્ટ થાય નવ દુષ્ટ. ૫૮૪
એક એકના કામનું, રચી રાખે જગદીશ;
પોષણ કરવા પેટનું, નમે સર્વને શીશ. ૫૮૫

---

કર્યાં ત્યાં તો પાણી મળે નહી. અને જ્યાં જમીન જાણી લુગડાં ઉંચે લીધાં નહિ ત્યાં એમને એમ ચાલતાં લુગડાં પલળ્યાં તે પરથી ભીમસેને મેણું માર્યું કે અંધના તે અંધજ હોય. એ મેણાથી દુર્યોધનના મનમાં મોટું વેર બંધાયું અને તેનું છેવટ પરસ્પર મહાભારતની લડાઈરૂપે આવ્યું.

ભલું કરે ભુંડું થઇ પડે, જુઓ વિધિ વિપરીત;
માન દીધું જમદગ્નિએ, અર્જુન[1] કરી અનીત. ૫૮૬
કથ્યાં કથન નહિ ફેરવે, જે સતપુરૂષ સધીર;
કથે સર્વ હરિશ્ચંદ્ર નૃપ, ભર્યું નીચ ઘર નીર. ૫૮૭
મતિ ફરિ જાય વિપત્તિમાં, રાય રંક એક રીત;
સુવર્ણમૃગ પાછળ પડયા, રામ ગમાવી સીત. ૫૮૮
હોય જનારૂં જાય છે, થનારૂં તે તો થાય;
લંક ગુમાવી રાવણે, બન્યો વિભીષણ રાય. ૫૮૯
ઉદ્યમ વણ સુખ સાંપડે, જો પૂરવકૃત હોય;
કોણ ઉજમ દુખનો કરે, નર પામે જે સોય. ૫૯૦
પ્યારી કાં ખારી થશે, સમય ઉપર સહુ વાત;
ધૂપ ગમેછે શીતમાં, ગ્રીષમમાં ન સુહાત. ૫૯૧
જન્મ થકી જાણે નહીં, ભલી ભુંડી કોઇ વાત;
પાર પામીએ પૂછતાં, ત્યમ સમજી ભલિભાત. ૫૯૨
મધ્યે જ્ઞાન અજ્ઞાન નહિ, મૂઢતા છતાં ન જ્ઞાન;
ઉદયભાનુ તો તમ નહિ, તમ તો ઉગ્યો ન ભાણ. ૫૯૩
સત્પુરૂષતણો ઉતરીને, થાય નીચ અધિકાર;
ખટકે એ રવિ અસ્તથી, જ્યમ તમતણો પ્રચાર. ૫૯૪
હલકી મ્હોટાના ઉરે, ઠરે ન કોઈ વાત;
તુંબડો દાબો [2]તોયમાં, તરે ઉપર સાક્ષાત. ૫૯૫
પામે અધિક તપાસથી, ગઈ હાથથી વાત;
મડાઈ ત્રૂટી તિમિરમાં, કોણ પ્રિછે ક્યાં પાત[3]. ૫૯૬
પિયુ વિયોગથી વિરહવશ, ઠરે ન મન કો સ્થાન;
પડે ન ભૂમિ વચમાં ભમે, વંટોળે વહ્યું પાન. ૫૯૭

---

૧ સહસ્રાર્જુન. ૨ પાણી. ૩ પડવું.

હોય અધિક ગુણ અબળમાં, ઉપજે વૈર નિદાન;
મૃગ મૃગમદ ચમરી ચમર, ગ્રહે દુષ્ટ હણિ પ્રાણ. ૫૯૮
આપ તરે તારે અવર, કાષ્ટનાવ ચિત લાવ;
બૂડે બોળે અવરને, જ્યમ પથ્થરની નાવ. ૫૯૯
થાય દ્યૂત ખેલ્યાથકી, સુખ સંપતિનો નાશ;
રાજ ગયું નળનું, થયો, પાંડવનો વનવાસ. ૬૦૦
ભારતિના ભંડારની, વડી અપૂરવ વાત;
વાપરતાં વધતી જશે, વણ વાવર્યે ન્યુન પ્રાત[1]. ૬૦૧
રીશ થવાની વાતપર, કોણ ન જોઈ રિસાય;
નકટી બૂચી આંખ એક, પાન ખાઇ મલકાય. ૬૦૨
દેખા દેખી સહુ કરે, કરે ન સાર વિચાર;
એનું એ અનુમાન છે, ગાડરગતિ સંસાર. ૬૦૩
કામ કથાલે અવરનું, એક આપને કાજ;
મત્રી મર્યો નૃપ સુરથનું, પડાર્વો લીધું રાજ. ૬૦૪
કાજ બગાડે નિજતણું, એક પરાયે કાજ;
બલિનિવારતાં દાનથી, હાનિ સહી [2]કવિરાજ. ૬૦૫
એક આપણું અવરનું, સાધે કાજ સતોલ;
કર્યો અંગદે રામનો, વળિ નિજ સભા સબોલ. ૬૦૬
એક કથાળે આપનું, વળી પરાયું કાજ;
રાવણનું નિજનું કર્યું, ઇંદ્રજિતે અકાજ. ૬૦૭
દીપંતું દેખાવમાં, ઉરમાં કપટ વિષાદ;
ઇંદ્રવારણા ફળસમાં, ભીતર કડવો સ્વાદ. ૬૦૮

---

૧ શિલીક. ૨ કવિ એટલે દૈત્યોના ગુરૂ શુક્રાચાર્ય તેમણે બલિરાજા વામનસ્વરૂપ ધારણ કરી આવેલા ભગવાનને દાન આપતાં ઝારીના નાળવામાં પેશી સંકલ્પનું પાણી રોકવાનો ઉપાય કરતાં તેમની આંખને ખાંપણ આવી તેના દૃષ્ટાંતનો આ દુહો છે.

વિરહથકી વ્યાકુળ બની, આવ્યો પ્રીતમ ગેહ;
આવે જ્યમ દૈવોગતિ, લ્હાય લાગતાં મેહ. ૬૦૯
ખાતાં ને વળિ ખરચતાં, કરતાં ભોગ અનેક;
પુણ્ય પરવારે ધન ખુટચે, વળિ ઉપજે અવિવેક. ૬૧૦
પંથ કાપતાં કીડિપણ, સાગર ઉતરી જાય;
પંથ ન પકડે ગરૂડ તો, ડગલું કેમ કપાય. ૬૧૧
એક એક અક્ષર ભણે, જાણે ગ્રંથ વિચાર;
ડગલું ડગલું ચાલતાં, પહોંચે કોશ હજાર. ૬૧૨
ભલા ભુંડા સહુથી કરે, ઉપકારી ઉપકાર;
વૃક્ષ કરે છાયા સરવ, નહિ નીચ ઉંચ વિચાર. ૬૧૩
સુજન કરે ઉપકાર સહુ, યથાશક્તિ જગમાંય;
ઘટા ઘણી ઘટ છાંય છે, આછે આછી છાંય. ૬૧૪
પેખ્યા વિણ નજરે પડે, નિરખો જ્યહાં નિશાન;
લાખ ઉપર દીપક ધરે, ક્રોડે ધ્વજા નિદાન. ૬૧૫
ઉજળા કુળનો પુરૂષ તે, નમે પામેં બહુ ધન;
નમે ધનુષ્ય શુભ [1]વંશનું, સન્મુખ કોટી સૈન્ય. ૬૧૬
છે વળગ્યો એક એકથી, અન્નોદક સંબંધ;
ચોળીને દામણ[2] કર્યું, જગ બેડીનો બંધ. ૬૧૭
સગાં કદી નવ છૂટશે, માનો એ નિરધાર;
રેખા હાથવિષે રચી, ટળે ન કોઈ પ્રકાર. ૬૧૮
ચિદાનંદ ઘટમાં વસે, પુછે કિયો નિવાસ;
જ્યમ મૃગમદ નિજ નાભિમાં, શોધે ભ્રમી સુવાસ. ૬૧૯
સમાનથી કે અધિકથી, વઢિયે કરિયે વાદ;
હોય હાર કાં જીતથી, ઉભય રીતથી સ્વાદ. ૬૨૦

---

૧ કુળ અથવા વાંસ. ૨ બંધન— કસ.

સજ્જનથી પ્રીત પોખીએ, ત્યમ ત્યમ વધે ઉલાસ;
જેવું ગળપણ વસ્તુમાં, તેવી થશે મિઠાસ. ૬૨૧
કરીએ શોભિતું સભા, મુખથી વચન પ્રકાશ;
વણ સમજે શિશુપાળનો[1], થયો વચનથી નાશ. ૬૨૨
નહિ પ્હોંચાએ જેથકી, તેથી હઠ નહિ સાર;
ગઈ લજ્જા [2]રૂકમીતણી, પુર ન વસ્યો ફરિવાર. ૬૨૩
કાયર્નો પણ સહુ જન કહે, ભલી ભુંડી સંસાર;
દુર્યોધનની દુષ્ટતા, વિક્રમનો ઉપકાર. ૬૨૪
જ્યોતિરૂપ જીવ આતમા, વસે શરીરમોઝાર;
દીપક ધરીએ ગોખમાં, ઘરમાં તેજ અપાર. ૬૨૫
વય સમાન રૂચિ થાયછે, રૂચિપ્રમાણ મનમોદ;
બાળક ખેલ રૂચે ખરો, જોબનવિષે વિનોદ. ૬૨૬
દાન માન સન્માન વળિ, આપ આપની વાણી;
છોટાની છોટી ગતિ, મોટે મોટી જાણી. ૬૨૭
ભલા ભુંડા બેઉ ભલે, વસે વાસ સંસાર;
જેથી ગુણ વર્ણો દોષનો, જાય જણાઈ વિચાર. ૬૨૮
સરસ નરસ નર નીપજે, સમયપામી સહુકોય;
રવિ પ્રકાશ પૂરણદિને, ચંદ્ર મંદ દ્યુતિ હોય. ૬૨૯
બાંકા નરના બહુજનો, બંદીજન બની જાય;
નમે બીજના ચંદ્રને, પૂરણને ન નમાય. ૬૩૦
કરવો નહીં પ્રવેશ જ્યાં, જ્યાં જાણો નિસ્સાર;
કોઠાયુદ્ધ [3]અભિમન્યુનો, સુણ્યો સર્વ સંહાર. ૬૩૧

---

૧ પાંડવોના રાજસૂયયજ્ઞમાં શ્રીકૃષ્ણે એને માર્યો હતો કારણ એ યજ્ઞમાં અધ્યક્ષ થવા બીજા રાજાઓએ શ્રીકૃષ્ણમાટે દરખાસ્ત કરી તે સાંભળી શિશુપાળ કૃષ્ણની વિરૂદ્ધ ઘણું બોલ્યો હતો. ૨ ભીમકરાજાનો પુત્ર કૃષ્ણ-પ્રિયા રૂક્મિણીનો ભાઈ. ૩ અર્જુનનો સુભદ્રાથી થએલો પુત્ર મહાભારતની લઢાઈમાં જે દિવસે અર્જુન ત્રિગર્તને જીતવા બીજીતરફ ગયેલો ત્યારે

સરસ સરસ વન શોધિને, વંશ ગ્રહ્યો વ્રજરાજ;
વસ્ત્ર વણિક આગળ ધરે, અધિક અધિક મૂલસાજ[1]. ૬૩૨
વચન કઠોરે દોષ છે, મૃદુ વચને હિત થાય;
રજક[2] પછાડી મારિયો, ગ્રહિ કુબજા[3] વ્રજરાય. ૬૩૩
દૃઢ શૂરાપર નહિ થશે, કાયરની જ્યમ ઘાય;
ડગે ન દેવળ પવનથી, જેમ ધ્વજા ફરકાય. ૬૩૪
મિત્ર મિત્રના કામનો, દે વૈભવ ધરિ હેત;
જ્યમ રવિ દેછે ચંદ્રને, નિજ પ્રકાશ નિર્વેદ[4]. ૬૩૫
તન મન દે પણ લાજનું, જતન કરે નર ધીર;
કપાઈ કટકા થાય પણ, વિમુખ થાય નહિ વીર. ૬૩૬
ભલાં ભુડાં ગુરૂજન વચન, લોપે કદી ન ધીર;
રાજપાટ જ્યમ છોડીને, વિચર્યા વન રઘુવીર. ૬૩૭
વિપત સમય પણ આપશે, એ સત જનનું કામ;
રાજ વિભીષણને દીધું, રીઝી વિરહી રામ. ૬૩૮
લોકતણા અપવાદનો, ડર ધરિયે દિનરાત;
રઘુપતિ સીતા પરહરી, સુણી [5]રજક અપવાદ. ૬૩૯
સરસ સરસ વિધિનું રચ્યું, પણ નહિ દોષ વિહીન;
કામધેનુ પશુ, કઠણ મણિ, દધિ ખારો શશિ ક્ષીણ. ૬૪૦

ચક્રવ્યૂહ રચી કૌરવોએ યુદ્ધ આરંભ્યું હતું તે વ્યૂહ ભેદવાની અભિમન્યુ સિવાય બીજાને જાણ નહતી તેથી તે મહારથી બની યુદ્ધ કરવા નીકળ્યો તેમાં સાતમા કોઠાની વિદ્યા નહીં જાણતો હતો તેથી તેમાં પ્રવેશ કર્યા પછી મરાયો.

૧ સાજ એટલે વસ્ત્રનો સામાન— વાણિયા વસ્ત્ર દેખાડેછે ત્યારે પ્રથમ હલકા મૂલનું ને પછી તેથી ચડતું એમ છેવટે ઊંચી જાતનાં વસ્ત્ર કાઢેછે. ૨ ધોબી– શ્રીકૃષ્ણ જ્યારે મથુરા ગયા અને પુરમાં પ્રવેશ કરતાં કંસનાં લુગડાં ધોઇને ધોબી લઈ જતો હતો તે માગ્યાં પણ ધોબીએ તિરસ્કાર યુક્ત નાપાડી તેથી શ્રીકૃષ્ણે તેને મારીનાંખ્યો. ૩ કંસમાટે ચંદન ઘસી લઇજતી હતી તે શ્રીકૃષ્ણને આપતાં તેને સ્વરૂપા કરી. ૪ નિશ્ચય. ૫ ધોબી

કારણ જેવું હોયછે, કારજ તેવું થાય;
કર શરધનુ પ્રાણી હણે, કરમાળા હરિ જાપ. ૬૪૧
દેહ મનુષ દઈ તેહને, સાર્થક કશું ભગવાન?
સુંદરમુખ મુંગો કર્યો, કૃપણ હોય ધનવાન. ૬૪૨
વાંક વદું શું વિધિતણો, ભૂલ્યા પરમ પ્રવીણ;
સંપતિ દીધી મૂર્ખને, પંડિત સંપતિહીણ. ૬૪૩
તે સંપતિ શા કામની, ફળ તેથી શું હોય;
માણ કમાએ કષ્ટથી, અવર ભોગવે કોય. ૬૪૪
નર ભૂષણ સહુ દાન ક્ષમા, વિક્રમ અરિધન ઘેર;
જુવતી ભૂષણ લાજ જ્યમ, નિર્લજ સુરતિનો વેળ. ૬૪૫
નિભાવ જગનો એમ છે, રિશ રસ હેત અહેત;
લેછે એક બીજાથકી, દેછે એકશું એક. ૬૪૬
તૃણથી ત્યમવળી તૂલથી, જાચક હલકો હોય;
પવન બીહે કદિ માગશે, નથિ ઉડાવતો સોય. ૬૪૭
નૃપ ગુરૂ નારી સેવિયે, અંતર રાખિ ઉચિત;
છે હાની અતિ નિકટથી, ફળ નહિ દૂરથી ખચીત. ૬૪૮
જાણેછે જગ જાયછે, તોય મમતનો મેળ;
જાણેછે આ જગતમાં, ભુલ ભુલામણી ખેલ. ૬૪૯
ભલા ડરે ભુંડાથકી, એમ વર્તણુક હોય;
જાણે અવગુણ દુષ્ટના, પ્રગટ ન જણવે કોય. ૬૫૦
ગુણ તે અવગુણ થઈ પડે, લખ્યા મટે નહિ અંક;
વધતિ જાય જ્યમ જ્યમ કળા, ત્યમ ત્યમ શશિ સકલંક. ૬૫૧
નિશદિન ખટકે તૃણ જરા, પડે આંખની માંહિ;
સુજન નેનમાં રાખિએ, ક્ષણ તે ખટકે નાંહિ. ૬૫૨
સુજન ઉગારે કષ્ટથી, રહે નિરંતર સાથ;
પાંપણ રક્ષા આંખની, તન રક્ષક છે હાથ. ૬૫૩

ધનવંતો નિર્ધન બને, નિર્ધનનો ધનવાન;
નિશાવડી શીત રૂતુતણી, જ્યમ ગ્રીષમ દિનમાન. ૬૫૪
કુળ સર્વમાં ઉપજે, એક એક સરદાર;
ગજ [1]ઐરાવત સુરસુરેંદ્ર, વૃક્ષવિષે મંદાર. ૬૫૫
જ્યાં સ્નેહી ત્યાં ચિત ઠરે, ભમી ભમી મન ત્યાં જાય;
ફરી કટોરો મંત્રનો, ચોર ઉપર થિર થાય. ૬૫૬
પ્રાણ પ્રિતમના દર્શને, હૈયે વધે હુલાસ;
પ્રસરે વાયુ સ્પર્શથી, પુષ્પતણી જ્યમ વાસ. ૬૫૭
સુણી સાંભળી પિયુવચન, અંતર હેત ઉમંગ;
ફળ કદંબ વર્ષા સમે, વારી બુંદ પ્રસંગ. ૬૫૮
જ્યમ જ્યમ હઠે અજાણપણું, ત્યમ ત્યમ પ્રેમ પ્રકાશ;
કેરી જ્યમ આંબાતણી, પાકે ગ્રહે મિઠાશ. ૬૫૯
છાની છપની પ્રીતિથી, વધે અધિક ઉલ્લાસ;
અરૂચી અતિ ખાધાથકી, થોડી વાત મિઠાશ. ૬૬૦
નીતિ અનીતિ સહે વડા, ગાળ ન દે ધરિ રોષ;
પાટુ મારી ભૃગુએ ઉરે, દીધો ન હરિએ દોષ. ૬૬૧
સરખાં ઉભય ન રહિ શકે, એક સદનમોઝાર;
એક મ્યાનમાં બે છરી, સમાય નહિ કો વાર. ૬૬૨
પડાવિ લે ધન એકજણુ, આપે અવર હસંત;
શિશીર પાન ખરાવતી, ભરચક ભરે વસંત. ૬૬૩
જે ન પડે કોઈ વાતમાં, તેશું પળસી ગાળ;
જેમ ખેલ ત્યમ ખેલીએ, નહીં જીત નહિં હાર. ૬૬૪
ગ્રહે તત્વજ્ઞાની પુરૂષ, વિચારી વાત વિચાર;
મથનકાર તજી છાશને, ઉતારે માખણ સાર. ૬૬૫

---

1 ઇંદ્રનો હાથી.

માતપિતાના પક્ષનો, નરમાં પ્રગટ પ્રભાવ;
[1]યામદગ્નિમાં ભાળિએ, રણધીર વીર સ્વભાવ. ૬૬૬
યોગ્યાયોગ્ય ગુરૂવચન, તજી ભ્રમકરો સ્વિકાર;
રામ રાજ્યસુખ છોડિને, વસ્યા [2]વિપિનમોઝાર. ૬૬૭
મતિ ઓછી માનનીં તણી, વદે વિસારિ વિવેક;
[3]રાણીં રાઢથી દશરથે, વન કાઢયા પ્રભુ છેક. ૬૬૮
પૂજનીક ગુણથી પુરૂષ, વર્ષથી પૂજ્ય ન હોય;
યજ્ઞતિલક[4] કર્યું કૃષ્ણને, તજી વડા સહુકોય. ૬૬૯
કર્યો શ્રવણે ત્યમ કીજીએ, માતપિતાની સેવ;
કાંધે કાવડ લઇ ફર્યો, પૂજ્યાં જેવા દેવ. ૬૭૦
વડા જેમ લઘુતા કરે, વડાઈ તેટલી થાય;
કામ કરે સહુ જગતનું, તેથી ત્રિભુવન રાય. ૬૭૧
અરિના કરમાં આપિએ, અવસર પર અધિકાર;
જાય દ્રવ્ય વપરાતું જ્યમ, વધશે જશ વિસ્તાર. ૬૭૨
હશે યોગ્ય જે જેહને, તેશુ બાધે યોગ;
[5]ચંદેરીપતિ કયમ વરે, રૂક્મિણિ શ્રીહરિ જોગ. ૬૭૩
ધન ઘેરામાં સુખતણો, થાય ન કદિ વિશ્વાસ;
થાય, ન, થાશે ચાંદની, વર્ષાકાળ પ્રકાશ. ૬૭૪
વડા રૂડા શુભ લક્ષણે, લઘુ પણ લક્ષણ જોગ;
રામ [6]શેષ ધનુ ધરિ વિપિન, લેખાય પારધિ લોક. ૬૭૫
કાર્યે સિદ્ધિ શોભે નહીં, કર્યા વિના મંડાણ;
વિના ગણેશ ન ચોથવ્રત, વર રહિત જ્યમ જાન. ૬૭૬

---

૧ પરશુરામ. ૨ વન. ૩ કૈકેયી. ૪ પાંડવોના રાજસૂયયજ્ઞમાં સદ્ગુણોએ કરી શ્રીકૃષ્ણ યજ્ઞતિલકને યોગ્ય ઠર્યા હતા. ૫ શિશુપાળની રાજ્યધાની. ૬ લક્ષ્મણ.

નથી છાનું જગના થકી, તદપિ વિનતિ સુખદાય;
રૂક્મિણી આતુરતા લખે, અજાણ્યું હરિથી કાંય? ૬૭૭
કઠણ કળા પણ આવડે, આદર્રો કરે અભ્યાસ;
નટ ચાલે જ્યમ દોરપર, સાધે વર્ષ ખટમાસ. ૬૭૮
જે નિરમ્યું તેવું કરે, જે કુળ જે અભ્યાસ;
ન્હાના મછ જળમાં તરે, ઉડે પંખી આકાશ. ૬૭૯
ત્રિધા લક્ષ્મી પુરૂષમાં, વસે ન સંગ સદાય;
સુખ નહિ દુખ છે સોક્યનું, પિયુપાસે એક જાય. ૬૮૦
ગુણ પ્રગટે અવગુણ છુપે, લક્ષ્મી જેની સાથ;
ત્રિયા[1] મારી તજી તોય પણ, કૃષ્ણ ત્રિલોકી નાથ. ૬૮૧
પૂર્વ જન્મ આપ્યું મળે, વણ આપ્યે નવ કાંય;
કિયે ચતુરે ધન ભર્યું, કિયો મૂઢ કરથી જાય? ૬૮૨
નોતરૂં કરી જમાડીએ, કરો તેશું મનુહાર;
ગાઇએ પરણે તેહને, કરી વડો લલકાર. ૬૮૩
નિરસ વાત તે પણ સરસ, હૈયે જ્યાં છે હેત;
ગાળો પણ લાગે ગળી, જ્યમ દે સગાં સહેત. ૬૮૪
જે કારજમાં જે કુશળ, તેમાં તેહ પ્રવીણ;
ગજ તણાય નદી પૂરમાં, તરે ઉલટ લઘુ મીન. ૬૮૫
જ્યાં ઘટિત જેવો દીસે, કરિએ નીતિ પ્રકાશ;
કાષ્ટ કઠણ ભેદે ભ્રમર, કોમળ કમળ નિવાસ. ૬૮૬
એ લક્ષણથી જાણિએ, ઉર અજ્ઞાન નિવાસ;
કથા પુરાણ સુણી ઉંઘે, કુથલી સુણી ઉલાસ. ૬૮૭
ઉર ઉલાસ હિત ધર્મમાં, અશુભ કર્મ ટળી જાય;
મન પ્રસન્ન રૂચિ અનવિષે, જ્વરહાનીથી થાય. ૬૮૮

---

૧ સ્ત્રી—કંસે મોકલેલી માસી પૂતનાને શ્રીકૃષ્ણે મારીહતી અને ગોપિકાઓને ગોકુળમાં તજી મથુરા ગયા.

માત્ર એક પ્રભુ નામથી, પાપ કોટિ હઠિ જાય;
કિંચિત જયમ અગ્નિથકી, ઘાસગંજ બળિ જાય. ૬૮૯
સમર્થ જે સહુ વાતમાં, ભજિયે તજી મન શંક;
રાય કરે પ્રભુ રંકને, કરે રાયને રંક. ૬૯૦
ગર્વ પ્રહારી હરિ ખરા, નહિ સંશય આભાસ;
બળે લંકના લાખ[1] જયમ, લાખો તણા નિવાસ. ૬૯૧
મેળ ન લઘુ મોટા તણો, હેતવિષે ચિતરાગિ;
હરિ આરોગ્યા વિદુર ઘર, દુર્યોધન ઘર ત્યાગિ. ૬૯૨
અવર તણી પળશી કરે, પરહરિ હરિની પ્રીત;
હર્ષ ધરે જુઠા વિષે, જગતરીત વિપરીત. ૬૯૩
એ અવધી અવિવેકની, કયમ ન ચઢે જોઈ ઝાળ;
કાગ કનકને પિંજરે, મળે ન માન મરાળ. ૬૯૪
મૂરખને હિતનાં વચન, સુણિ ઉપજે છે રીશ;
ક્ષીર સર્પને આપતાં, વધે સર્પ મુખ વિષ. ૬૯૫
ગુણ ગરૂઆ પણ નમ્રતા, સન્માને તે ધીર;
મંદ તોય પ્રિય લાગતો, શીતલ સુરભિ સમીર. ૬૯૬
વડા સ્થાનનો નમ્ર થઈ, આવ્યે આદર થાય;
મલયાચલનો જયમ પવન, સ્પર્શે મંદ સુહાય. ૬૯૭
લેતાં મહિમાયુત થકી, કોઈ ન મન શરમાય;
જગન્નાથના ભાતને, શિર ચઢાવિ લે રાય. ૬૯૮
પૂરણ ધન ધનવાનનું, વણ દીધે ન પમાય;
વણ વરશે જયમ મેઘજળ, નહિ અડકાય પિવાય. ૬૯૯
મળે ન માગ્યે એકને, વણ માગ્યે લે એક;
ભરે સરીતા મેઘજળ, ચાતક બુંદ ન એક. ૭૦૦

---

૧ રાવણના લક્ષ પુત્ર.

( સંપતિ મ્હોટા જનતણી, લઘુ ભોગવે અનંત;
દધિજળ ધન ધનજળ ક્ષિતિ, ક્ષિતિજળજગ વિલસંત. ૭૦૧
નિર્મ્યું જેટલું જેહને, પ્રાપ્ત તેટલું થાય;
શક્કરખોરા પક્ષિને, જ્યમ સાકર જડિ જાય. ૭૦૨
રાખો જીવ સંતોષમાં, લખ્યું ભાગ્યમાં થાય;
ગોળ હિરો નહિ ગરિબને, ખોળ કથિર સુખદાય. ૭૦૩
સૃમયસાર દોહા સુણ્યે, મનમાં ઉપજે મોદ;
પ્રગટ થઇ શતસાઈ આ, ભાષાવૃંદ વિનોદ. ૭૦૪
પ્રાપ્ત સર્વને થાય છે, વિધિના જ્યમ અંકૂર;
ખોળ ગમાર ગોળ ભોગિને, રાણી પાન કપૂર. ૭૦૫
સંવત સત્તર નેવું એક, કાર્તિક શુદિ શશિવાર;
તિથિ સપ્તમીં ઢાકાવિષે, પુસ્તક તણો પ્રચાર. ) ૭૦૬

---